# रतखंडनो इतिहास–सार,



૨૨૮૧

રચી પ્રસિદ્ધ કરનાર

લલિતાશંકર લાલશંકર વ્યાસ.

( અંગ્રેજી–ગુજરાતી પેહેલા, બીજા, ત્રીજા
ધોરણને માટે )

આવૃત્તિ બીજી.



ગીતિ.

ભરતખંડ ઓ તારું, ગયું નૂર શું ફરીથી મળવાનું !!
ક્યાં તે રજપૂત કેરું, શૌર્ય અરે! રે બધું દિસે સ્વપ્નું !!

**સુરત.**

"અંબિકા પ્રેસ"માં ભવાનિશંકર રવિશંકરે છાપ્યો

૧૮૮૫.



કિમ્મત ૧૦ આના.

# भरतखंडनो इतिहास-सार,



રચી પ્રસિદ્ધ કરનાર

લલિતાશંકર લાલશંકર વ્યાસ.

(એંગ્લો-ગુજરાતી પ્હેલા, બીજા, ત્રીજા

ધોરણને માટે.)

આવૃત્તિ બીજી.



ગીતિ.

ભરતખંડ આ તારૂં, ગયું નૂર શું ફરીથી મળવાનું !!
ક્યાં તે રજપૂત કેરૂં, શૌર્ય ઊડ્યું! રે બધું દિસે સાચું !!

સુરત.

"અંબિકા પ્રેસ"માં ભવાનિશંકર રવિશંકરે છાપ્યો.

૮૮૫.



કિમ્મત ૧૦ આના.

# ગીતિ.

ઇતિહાસો દરશાવે, અનુભવનાં ફળ અનેક દ્રષ્ટાંતે,
પૂર્વે જન ક્યમ વરત્યું, થયું તેનું શું પરિણામ અંતે.
નાનાવિધનાં રાજ્યો, ઉત્પન થઇને થયાં અતિ દિપતાં,
કો સ્થિતિ કુડી પામ્યાં, કો લય પામ્યાં અરિસું જુધ કરતાં.
સદાચરણનાં કેવાં-મિષ્ટ, કડુ દુષ્ટ આચરણ કેરાં,
ફળ વળી અતિ મદનાં, લોભ વિષયનાં જણાવિદે જનનાં.
સંપત ક્ષણ એકજમાં-જાય, પડે જન વિપત્તિ સાગરમાં,
નીતિ નૌકા તારે, આ ભવમાં તે શિખાડી દે પળમાં.
પ્રિય જન વાંચી ગ્રંથો, ઇતિહાસોથી લઈ રૂડું જ્ઞાન,
માર્ગ સુધો ઝાલી, મેળવવું ખંતથી અમર માન.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી મળશેઃ—
સુરત, નાગરફળીયું, લલિતાશંકર લાલશંકર પાસેથી.
સુરત પડોળનીપોળ, નાથાભાઈ નરોતમદાસ પાસેથી.
સુરત, નાણાવટ, વિઠલવાડી કસનદાસ નારણદાસ બુકસેલર
પાસેથી.

# સૂચના.



એંગ્લો—ગુજરાતી પ્હેલા, બીજા, અને ત્રીજા ધોરણોમાં જે ઇતિહાસ શિખવવામાં આવેછે, તેને વાસ્તે એક સ્હેલી અને સરળ ભાષાવાળી, ટૂંકી અને બધી મુખ્ય બાબતોનો સમાવેશ થયલો હોય એવી એક ચોપડીની ખોટ છે. એવી ખાત્રી થવાથી તથા હાલ કેટલુંક થયાં મારા ઘણા શિક્ષક મિત્રો તરફથી હું વારંવાર સાંભળતો આવ્યોછું કે સદહુ ધોરણોનો ઇતિહાસ છોકરો પોતાની મેળે વાંચી સમજી તેમાં લખેલી બિના યાદ રાખી શકે અને તે તેને રમુજને બદલે બોજો થઇ ન પડે એવા એક ઇતિહાસ-ની ખોટ છે. આસરે દસ વર્ષના અનુભવથી ન્હાની ઉમ્મરના છોકરાઓ કેટલો બોજ ઝીલી શકે છે તે અને જૂદા જૂદા પરિક્ષકો પોતપોતાની જૂદી જૂદી રસજ્ઞતાથી દોરવાઈ કેવી કેવી તરેહના પ્રશ્નો પરિક્ષામાં પૂછેછે તે ઘણુંક મારા જાણવામાં આવ્યું, સબબ, આ "ભરતખંડના ઇતિહાસ—સાર" ને મેં જન્મ આપ્યો. જેવા પુસ્તકની ખોટછે તેવું આ છેજ એમ કેહેવાની હું હિમ્મત ધરીશકતો નથી. પણ એટલું તો કહી શકુંછું કે કુમળી વયના વિદ્યાર્થીઓને આ બહુ પુસ્તકથી ઇતિહાસનો જે કંટાળો તથા શિક્ષકોને વારંવાર નોટ લખાવવાની માથાકુટ, એ બે અડચણો, ઘણે દરજ્જે દૂર થઈ શકસે. પ્હેલી આવૃત્તિમાં સૂચવ્યા પ્રમાણે

મારા શિક્ષક મિત્રોએ મને કેટલીક અગત્યની સૂચનાઓ કીધી તે ઉપર આ આવૃત્તિમાં પૂરતું લક્ષ દીધું છે, અને તે કારણથી એ વધારે ઉપયોગી થઈ પડશે એવી આશાછે.

પ્હેલા ધોરણને માટે ૧૪, ૨૭. અને ૧૦૫ મે પાને ગવર્નર જેનરલનાં નામ તથા વરસ આપેલાંછે તે તથા ૯૯ મે પાનેથી યુદ્ધો તથા છેલ્લે વરસ વાર બિના આપેલી છે તે શિખવવી બસછે.

બીજા ધોરણને માટે પ્હેલાં ૪૭ પાનાં શિખવવાં બસછે, અને તેમાં ૩૫ અને ૩૬ એ બેજ પાનાં ધોરણની બ્હાર છે

ત્રીજા ધોરણને માટે બાકીનો ભાગ ૮૧ પાના સુધીનો શિખવવો.

એ પુસ્તકમાં મેં પૂરવણી દાખલ કીધીછે તેમાં પ્રખ્યાત માણસોનું વૃત્તાન્ત અને મુખ્ય લડાઇનાં કારણ તથા તે માંહેલા યુદ્ધો લખેલાંછે. પછી અંગરેજોને કયો પ્રાંત કયા વરસમાં મળ્યો તે અગત્યના ચુંટી કહાડી લખ્યા છે. એ પૂરૂં થયા બાદ યુદ્ધો તથા વરસવાર બિના લખવામાં આવી છે. એ બધી બાબતો છોકરાઓને પુનરાવતન કરવામાં ઘણી ઉપયોગની થઈ પડશે.

છેલ્લે મારી વિનંતિ છે કે સુજ્ઞ વાંચનારાઓ આ પુસ્તકમાં નજર ચુકથી રહી ગયલી ભૂલ સુધારી વાંચશે.

સુરત, નાગરફળીયું.
તા૰ ૧ ફેબરૂવારી ૧૮૮૫

લલિતાશંકર લાલશંકર વ્યાસ.

२२८१

# ारतखंडनो इतिहास-सार.

## પ્રકરણ ૧ લું.

**પરદેશી મુસલમાનો હિંદુસ્તાનમાં આવ્યા ત્યાર પહેલાં-ની હકીકત.**—ભરત રાજા ઉપરથી આ દેશને ભરતખંડ કહેછે. એ દેશના મૂળ વતનીઓ ભીલ, કોળી વગેરે હતા, અને તેના વંશજો સોન, નર્મદા અને મહાનદીની આસપાસનાં જંગલોમાં, સરગુજા ટેકરીઓમાં, અને છોટા નાગપુરમાં, હજી થોડા થોડા છે. આર્ય હિંદુઓ અસલ મધ્ય એશ્યામાં રહેતા. તેઓ સિંધુ નદી ઓળંગી દિલ્હી ભણી વગ્યા. આર્યલોકોનું જૂનામાં જૂનું ધર્મ-પુસ્તક વેદ છે. તેનો સંગ્રહ વ્યાસે કીધો ત્યાર પછી મનુએ મનુ-સ્મૃતિ નામનું ધર્મશાસ્ત્ર રચ્યું. એણે લોકોના ચાર વર્ગ પાડયા—બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર. ત્યારપછી અયોધ્યામાં સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓ થયા. સૂર્યવંશીઓમાં રામ ઘણો પ્રખ્યાત થયો, તેના પરાક્રમનું વર્ણન રામાયણમાં કીધું છે. ચંદ્રવંશી રાજાઓનું ચરિત્ર મહાભારત નામના પુસ્તકમાં છે. ઘણા પ્રાચિન કાળમાં હસ્તિનાપુરના રાજા ભરતને બે પુત્ર હતા,—પાંડુ અને ધૃતરાષ્ટ્ર. પાંડુને પાંચ પુત્ર હતા.—યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નિકુળ, અને સહદેવ. ધૃતરાષ્ટ્રને સો હતા. તેઓ કૌરવને નામે પ્રસિદ્ધ છે. એ બન્ને કુટુંબો વચ્ચે હસ્તિનાપુરની ગાદીને માટે વાંધો ઉઠયો. કુરૂ-ક્ષેત્ર આગળ યુદ્ધ થયું તેમાં પાંડવો જીત્યા. મહાભારતમાં લખેલું છે કે એ યુદ્ધ વખતે મગધદેશ (બહાર પ્રાંત)માં સહદેવ રાજા રાજ્ય કરતો હતો. તેનો પાંત્રીસમો વંશજ અજાતશત્રુ કરીને હતો, તેના રાજ્યમાં બૌદ્ધ ધર્મનો સ્થાપનાર ગૌતમ થયો. તેનાથી

પંદરમો વંશજ **ચંદ્રગુપ્ત** હતો અને તેના પૌત્ર **અશોકના** રાજ્યમાં બૌદ્ધધર્મનો એટલો બ્હોળો પ્રસાર થયો કે ટિબેટ, ચિન, સ્યામ, અને બ્રહ્મદેશના લોકો પણ એ ધર્મ પાળવા લાગ્યા. પણ ૮મી સદીમાં શંકરાચાર્યે હિંદુસ્તાનમાંથી એ ધર્મનું મૂળ કહાડી વેદ ધર્મ પાછો સ્થાપ્યો. ઇ. પૂ. ૧લા સૈકામાં માળવાનો ભર્તૃહરિ રાજા પોતાની સ્ત્રીના જારકર્મ ઉપરથી વિરાગી થઈ ચાલતો થયો ત્યાર પછી તેનો ભાઇ **વિક્રમ** ગાદીએ બેઠો તેણે ઇ. પૂ. ૫૬માં શક ચલાવ્યો તેને સંવત્ કહેછે. દક્ષિણ હિંદુસ્તાનમાં મહારાષ્ટ્ર દેશમાં ગોદાવરીને કાંઠે પૈઠણમાં **શાલિવાહને** પોતાનો શક ચલાવ્યો, ઇ. સ. ૭૮.

**પરદેશી હુમલાઓ.**—ઈરાનના રાજા **ડરાયસ હિસ્તાસ્પિસે** (ઇ. પૂ. ૫૨૧–૫૧૮) પંજાબ ઉપર સ્વારી કીધી. અને સિંધુ નદ ઓળંગી તે દેશનો કેટલોક ભાગ જીતી તેને ખંડણી આપતો કીધો. ત્યાર પછી ઇ. પૂ. ૩૨૭માં **મહાન્ સિકંદર** હિંદુસ્તાન ઉપર ઉતર્યો અને પંજાબના એક પ્રદેશના રાજા પોરસ સાથે લડી તે તથા બીજો કેટલોક સિંધુ નદનો તટ પ્રદેશ જીત્યો. તેનો આગળ વધવાનો વિચાર હતો, પણ તેના થાકેલા સીપાઇઓએ નાખુશી બતાવી તેથી તે પાછો ફર્યો, ઈ. પૂ. ૩૨૬.

## પ્રકરણ ૨ જું.

પરદેશી મુસલમાનના સંબંધમાં એ હકીકત છે કે ઇ. સ. ૭૧૨માં મહમ્મદ કાસિમ નામના આરબે સિંધ ઉપર ચ્હડાઈ કરી તે દેશ જીતી મુસલમાની સત્તામાં આણ્યો. પણ પછવાડેથી તે પાછો હિંદુઓના તાબામાં આવ્યો, ઈ.સ. ૭૫૦. જેવામાં ગીજનીની ગાદીએ **સબક્તગીન** (ખોરાસાનના સામાની વંશના રાજા અલપ્તગીનનો ગુલામ જેને જમાઇ કરી વારસ ઠેરવેલો) બેઠો, ૯૭૭,

રહેવામાં સિંધુ નદના પ્રદેશના રાજાઓએ પોતાની પાડોસમાં હુલ્લડી મુસલમાનોનું રાજ્ય છે તે કોઇ દહાડો હેરાન કરશે એમ વિચારી તેઓને ગીજનીમાંથી કહાડવાનો ઠરાવ કીધો. લાહોરના રાજા જયપાળે આગળ પડી પેશાવર આગળ સબક્તગીન ઉપર હુમલો કર્યો, પણ તેમાં ફાવ્યો નહીં. સબક્તગીન આથી ખીજવાઇને બેવાર આખા પંજાબ ઉપર ફરી વળ્યો, અને પુષ્કળ દ્રવ્ય લઇ ગયો. જયપાળ દિલ્હી, અજમેર, કલંજર અને કનોજ એ રાજ્યનાં લશ્કરોની મદદ રાખીને તેની સામા લડ્યો પણ હાર્યો; સબક્તગીને તેની છાવણી લૂટી, તેના આસપાસના પ્રાંતોમાંથી ખંડણી લીધી, અને સિંધુ નદી સુધી દેશ જીતી, પેશાવરમાં થાણું કરી ગીજની ભણી વળ્યો. તે ૯૯૬માં મરણ પામ્યો.

**ગીજનીવંશ.**—સબક્તગીન પછી તેનો પુત્ર **મહમ્મદ** ૯૯૬માં ગીજનીની ગાદીએ બેઠો. તેણે ખોરાસાનના રાજ્યનો સ્વતંત્ર હક મેળવી સુલતાન નામ ધારણ કીધું. તેણે હિંદુસ્તાન ઉપર બાર સ્વારી કરીઃ—(૧) લાહોરના રાજા જયપાળને હરાવી અતિશય લૂટ લઈ તે ગીજની ગયો. આથી કંટાળી જયપાળ પોતાના દીકરા અનંગપાળને રાજ્ય સોંપી પોતે બળી મુઓ. ૧૦૦૧; (૨) ભાટીઆનો રાજા ખંડણી નહોતો આપતો તેને હરાવ્યો, ૧૦૦૪; (૩) મૂલતાન ઉપર ઉતરી ત્યાંના સૂબેદાર અબુલ ફતેહ લોદીએ બંડ ઉઠાવ્યું તેનો બંદોબસ્ત કીધો, ૧૦૦૫; (૪) અનંગપાળની સરદારી હેઠળનાં લાહોર, ઊજ્જન, ગ્વાલિયર, કલંજર, કનોજ, દિલ્હી, અને અજમેરનાં એકઠાં મળેલાં લશ્કરોને હરાવી નગરકોટ જ્વાળામુખીનું દેહેરૂં લૂટી પુષ્કળ દ્રવ્ય લઇ ગયો, ૧૦૦૮; (૫) તેણે મૂલતાન લીધું, ૧૦૧૦; (૬) તેણે સ્થાનેશ્વર લૂટ્યું, ૧૦૧૪; (૭-૮) તેણે કાશ્મીર ઉપર ચ્હડાઇ કરી,

૧૦૧૪, ૧૦૧૫; (૯) તેણે. શરણ આવેલા કનોજના રાજાને હેરાન ન કરતાં, મથુરા લૂટયું. ૧૦૧૮-૧૯; (૧૦-૧૧) કલંજરના રાજા ઉપર તેણે ચ્હડાઈ કરી પણ ફાવ્યો નહીં, ૧૦૨૨, ૧૦૨૩; (૧૨) તે સોરઠીસોમનાથ ઉપર ચ્હડી આવ્યો, ૧૦૨૪. અહીં રજપૂત લોકો ખુબ લડયા, પણ મહમૂદે ત્રીજે દહાડે જબરો ધસારો કરી તેઓને હરાવ્યા, ને દેહેરામાં પેસી શિવલિંગને ભાંગ્યું તેમાંથી પુષ્કળ દ્રવ્ય જડયું તે લઇ તે ગીઝની ગયો. ત્યાં તે ૧૦૩૦માં મરણ પામ્યો. તે સાહસિક ને ધનલોભી હતો. ફરદુશી શાહેર એ રાજ્યમાં થઇ ગયો.

મહમ્મૂદના મરણ પછી ગઝગાદીને માટે તેના બે જોળીયા દીકરા **મહુમ્મૂદ** અને **મસાઉદ** વચ્ચે તકરાર ઉઠી. મહમ્મૂદે સાત માસ રાજ્ય કીધું, અને પછી તેને પદભ્રષ્ટ કરી તેની આંખો ફોડી **મસાઉદ** ગાદીએ બેઠો. ઈ. સ. ૧૦૩૦ની આખરે મધ્ય એસ્યાની સેલજુક કરીને એક તુર્કિ જાતે ગીઝની ઉપર ચ્હડાઇ કરી. મસાઉદ નાસીને લાહોર આવ્યો, અને પછી આખું ખોરાસાન સેલજુક લોકોને હાથ આવ્યું. એને એના ભત્રીજાએ મારી નાખ્યો, ૧૦૪૦. મસાઉદને મારી નાખ્યા પછી આંધળા મહમ્મૂદને પાછી ગાદી મળી, અને તેના પછી તેનો ભત્રીજો **મઊદુદ** ગાદીએ બેઠો, અને સુલતાન નામ ધારણ કીધું. એના પછી ૧૦૫૧ માં પેહેલા મહમ્મૂદનો છોકરો **અબ્દરરસીદ** ગાદીએ બેઠો. લાહોર સિવાય આખો પંજાબ પ્રાંત જે હિંદુઓએ લઇ લીધો હતો તે એણે પાછો જીત્યો. ત્યાર પછી **ફરૂકસાદ** અને **ઈબ્રાહિમ** અનુક્રમે ગાદીએ બેઠા. તેના પછી ૧૦૯૮માં **બીજો મસાઉદ** ગાદીએ આવ્યો. એણે ગંગા નદી સુધીનો મુલક સર કીધો. એના પછી એનો છોકરો **આર્સલાન** ગાદીએ બેઠો. પણ એના

ભાઈ **બ્હેરામે** એને પદભ્રષ્ટ કીધો. એણે એના જમાઇ કુતુબુદ્દીનને મારી નાખ્યો તેથી એના રાજ્યની ખરાબી થઇ. એ હિંદુસ્તાન ન્હાસી આવતાં રસ્તામાં મરણ પામ્યો. રાજ્ય કીધું ૧૧૧૮–૫૨. ત્યાર પછી તેનો છોકરો **ખુશરૂ** ગાદીએ બેઠો રાજ્ય કીધું, ૧૧૫૨–૫૯. એના મરણ પછી એનો છોકરે **ખુશરૂમલેક** ગાદીએ બેઠો. ઘોરીવંશના મુસલમાન લોકે ૧૧૮૬ માં એના રાજ્યની સમાપ્તિ કીધી.

**ઘોરીવંશ,** (૧૧૯૩-૧૨૦૬)—ગીજનીવંશના નબળા રાજાએ રાજ્ય કરતા હતા તે વખતે ગીજની અને હેરાતની વચ્ચે ઘોરના પ્હાડી મુલકમાં શૂરવીર રાજા રાજ્ય કરતા હતા. તેમાં **શાહબુદ્દીન** અથવા **મહમ્મુદઘોરી** ૧૧૭૩માં ગીજનીની ગાદી પચાવી પડયો. બે વરસ પછી એણે **મૂલતાન** જીત્યું; અને ૧૧૭૬માં નવાબના રાજાને હરાવ્યો. બીજે વરસે ગીજની વંશના છેલ્લા રાજા ખુશરૂમલેક ઉપર લાહોરમાં ચ્હડાઈ કીધી, અને આખરે ૧૧૮૪માં તેને કેદ પકડયો. સને ૧૧૯૧માં મહમ્મૂદે બિટંડાનો કિલ્લો સર કર્યો. તેને ઘેરો ઘાલવાને ચોહાણ રજપૂત **પૃથ્વિરાજ** નિકળ્યો; **પાણિપત** આગળ મોટું યુદ્ધ થયું તેમાં મુસલમાનો હાર્યા, અને શાહબુદ્દીન પાછો ગીજની ગયો. ત્યાં મ્હોટું લશ્કર એકઠું કરી ૧૧૯૩માં હિંદુસ્તાન પાછો આવ્યો. **પૃથ્વિરાજ** અને એની વચ્ચે સ્થાનેશ્વર આગળ મ્હોટું યુદ્ધ થયું, તેમાં પૃથ્વિરાજને હરાવી કેદ કરી મારી નાખ્યો. પછી શાહબુદ્દીને પૃથ્વિરાજના અનૌરસ પુત્રને ખંડણી આપતો કરી દિલ્હીની ગાદીએ બેસાડયો; અને દિલ્હીની પાસે થાણું કરી ત્યાં પોતાના માનીતા ગુલામ કુતુબુદ્દીન ઈબકને હાથ કારભાર રાખી પોતે ગીજની ગયો. ત્યારપછી કુતુબુદ્દીને દિલ્હી પ્રાંત તાબે કીધો. ૧૧૯૪માં શાહબુદ્દીન પાછો આવ્યો, અને કનોજના

રાઠોડ રાજા જયચંદને હરાવી કનોજ ને બનારસ લઈ પાછો ગીઝની ગયો. પછી તેના સરદાર કુતુબુદ્દીન તથા મહમ્મદ બખત્યારે અયોધ્યા બહાર, બંગાળા અને ગુજરાતનાં રાજ્યો તાક્યાં. અગિયાર વરસ પછી શાહબુદ્દીન પાછો પંજાબમાં આવ્યો. પણ ગક્કર નામના લોકે તેને મારી નાખ્યો, ૧૨૦૫.

**ગુલામ વંશ.—કુતુબુદ્દીન,** (૧૨૦૬–૧૨૧૦). મહમ્મૂદ ઘોરીના મરણ પછી તેનો સરદાર કુતુબુદ્દીન દિલ્હીમાં સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો. તે પ્રથમ ગુલામ હતો તેથી તેની પાછળ જે બાદશાહ થયા તે ગુલામવંશના કહેવાય છે. એના રાજ્યમાં કંઈ જાણવાજોગ બીના બની નથી. એણે દિલ્હીની જીતની યાદગારીને માટે એક મિનારો બંધાવ્યો, તેને "કુતુબ મિનાર" કરીને કહે છે. તે અલ્તમસ બાદશાહે પૂરો કર્યો, તે હજી દિલ્હીમાં છે. એના પછી એનો છોકરો **આરામ** ગાદીએ બેઠો; પણ એક વરસની અંદર તેને અલ્તમસે પદભ્રષ્ટ કીધો. એ અલ્તમસ પણ ગુલામ હતો અને કુતુબુદ્દીને એને પોતાનો જમાઈ કીધો હતો. એણે ૧૨૧૦–૩૫ સુધી રાજ્ય કીધું. એણે મૂલતાન અને સિંધનો ઉત્તર ભાગ તાબે કરી, બંગાળા તથા બ્હાર પ્રાંતના નવાબ મહમ્મદ બખત્યારને વશ કીધો. પછી માળવા સર કરી ગ્વાલીયર, ભીલસા, અને ઉજ્જનના લોકે બંડ કીધાં હતાં તે શેહેર તાબે કીધાં. એ ૧૨૩૫માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો **રૂકનુદ્દીન** ગાદીએ બેઠો. એને રાજ્ય કરતાં છ મહીના થયા એટલામાં એની વિપથી ચાલને લીધે એની બ્હેન **રીઝીયા** બેગમે એને પદભ્રષ્ટ કીધો અને પોતે રાજ કરવા લાગી ૧૨૩૬. એણે શરૂઆતમાં સારૂં રાજ્ય કીધું, પણ જમાલ નામના એક **હબસી** ગુલામ સાથે એણે પ્રીતિ બાંધી તેને અમીર-અલ-ઉમરાવનો દરજ્

જાને આપ્યો તેથી અમીરો એના ઉપર ઘણા નાખુશ થયા. અલતુનીઆ નામના સરદારે બંડ ઉઠાવેલું તેની સામા રીજીઆએ એક ફોજ મોકલી. એનીજ ફોજે એને કેદ કરી બંડખોરના હવાલામાં સોંપી. કેદખાનાના રખેવાળને વશ કરી તેની સાથે પરણી, અને બન્નેએ દિલ્હી ઉપર ચ્હડાઇ કરી, પણ કેદી થઇ માર્યા ગયાં; રાજ્ય કીધું, (૧૨૩૬–૩૯). એના પછી એનો ભાઇ બહેરામ ગાદીએ બેઠો. એના વખતમાં મુગલ લોકોએ લાહોર ઉપર ચ્હડાઈ કીધી. તેઓને કહાડી મૂકવા એણે લશ્કર મોકલ્યું, પણ તેમાં બંડ થયું ને માર્યો ગયો, ૧૨૪૧. એના પછી રૂકનુદ્દીનનો છોકરો અલાઉદ્દીન મસાઉદ ગાદીએ બેઠો. એના રાજ્યમાં મુગલોએ સિંધ ઉપર હલ્લા કર્યા હતા. એની ઘાતકી તથા નઠારી ચાલને લીધે એને કેદ કરી એના કાકા નાસીરૂદ્દીનને ગાદી આપી, ૧૨૪૬. એ બાદશાહ પોતાના ઘર વ્યવહારમાં ઘણો સાદો હતો. એ કીતાબોની નકલો કરીને તે વેચી પોતાનો ઘર ખરચ ચલાવતો. તેને માત્ર એકજ બેગમ હતી તેનુંજ રાંધેલું તે જમતો. એ બાદશાહે પોતાનો સઘળો રાજકારભાર એના વજીર ગ્યાસુદ્દીન બલબલ (પ્રથમ એક તુર્કિ ગુલામ)ને સોંપ્યો. એ વજીરે પંજાબ જઈ ગક્કર લોકો કે જેઓ મુગલોને મદદ કરતા તેઓને સજા કરી. બુંદેલખંડ, મેવાડ વગેરેના રજપૂતોએ બંડ કીધાં, તે એણે સમાવી દીધાં. નાસિરૂદ્દીનને કોઇ વારસ ન હોવાથી બલબન ગાદીએ બેઠો, ૧૨૬૬. એણે પોતાની જાતના તુર્કી અમીરોની સત્તા નરમ પાડી. એના રાજ્યમાં બંગાળાના હાકેમ ટઘ્રલે બંડ ઉઠાવ્યું. તેની સામાં બલબને બે લશ્કર મોકલ્યાં, પણ તેથી કંઇ વળ્યું નહીં ત્યારે એ જાતે ગયો. આખરે ટઘ્રલ કેદ પકડાયો અને માર્યો ગયો. બલબને પોતાના છોકરા બઘરાખાનને બંગાળા

નો હાકેમ ઠેરવ્યો; એણે ૧૨૮૭ સુધી રાજ કીધું. ત્યાર પછી એનો પૌત્ર **કૈકુબાદ** ગાદીએ બેઠો. એ બદફેલીમાં પડયો, અને એનો રાજકારભાર એના વજીર નાજીમુદ્દીનને સોંપ્યો. એ લોભી વજીરને પાદશાહ થવાની ઇચ્છા થઇ. પછી એણે પોતાને હરકત કરતા જેટલા સખસો હતા તેને મારી નંખાવ્યા. એણે કૈકુબાદ અને તેનો બાપ બઘરાખાન જે બંગાળાનો હાકેમ હતો તેઓ વચ્ચે કુસંપ કરાવવાની તજવીજથી કૈકુબાદને મ્હોટું સૈન્ય આપી બંગાળે મોકલ્યો. પણ બાપ દીકરા મળી ગયા, ને નાજીમુદ્દીનને ઝેર દઇ મારી નાખ્યો. એના પછી **જલાલુદ્દીન ખીલજી** વજીર થયો; પાદશાહ તથા તેના વારસોને મારી નંખાવી એ પોતે ગાદીનો ધણી થયો, ૧૨૯૦. આ પ્રમાણે ગુલામ વંશનો અંત આવ્યો.

**ખીલજી વંશ.**—કૈકુબાદને મારી નાખ્યા પછી **જલાલુદ્દીન** ગાદીએ બેઠો. તે વખતે એની ઉમ્મર ૭૦ વરસની હતી. એના વખતમાં માળવામાં બંડ થયું તે એણે સમાવી દીધું, અને પછી તેણે પંજાબમાં મુગલોની મ્હોટી ફોજ આવી હતી તેને હઠાવી,કહાડી મૂકી. બીજે વરસે એટલે ૧૨૯૨માં બુંદેલખંડમાં અને માળવાના પૂર્વ ભાગમાં બંડો થયાં તે તેના ભત્રીજા અલાઉદ્દીને બેસાડી ઘણી લૂટ મેળવી, અને ફોજ વધારી છતાં જલાલુદ્દીને તેનો ડર ન રાખતાં તેને અયોધ્યાનો સૂબો બનાવ્યો. પછી એણે દક્ષિણ ઉપર ચ્હડાઈ કરી, અને ઈલીચપુરમાં થઈને મહારાષ્ટ્રના રાજા રામદેવની રાજધાની દેવગઢ (દોલતાબાદ) ઉપર હૂમલો કર્યો; રાજા તાબે થયો, અને ઈલીચપુર આપી દેવાને કબૂલ થયો. એ પછી અલાઉદ્દીન માળવે પાછો ગયો. ૧૨૯૫માં તે દિલ્હી ગયો. જલાલુદ્દીન એને સામો મળવા આવ્યો, તેવામાં અલ્લાઉદ્દીને પ્હેરેગીરને ઈશારત કરી બિચારા ૭૭ વરસના વૃદ્ધ ડોસાને મારી નંખાવ્યો, અને તેનું

માથું એક ભાલા ઉપર ઘોંચીને આખા લશ્કર તથા શેહેરમ ફેરવ્યું. જલાલુદ્દીનના મરણ પછી તેની રાણી મલીકાજહાને પો તાના ન્હાના છોકરા ઇબ્રાહિમને ગાદીએ બેસાડયો. અલાઉદ્દીને આવી રાણીને કેદ કીધી, તથા ત્હેના બે કુંવરોને મારી નાખ પોતે બાદશાહ થયો. અને ૧૨૯૭માં ગુજરાતના રાજા કરણઘેલે એ પોતાના પ્રધાન માધવની સ્ત્રીનું હરણ કીધું તે ઉપરથી ત પ્રધાન દિલ્હી આવ્યો, અને ગુજરાત જીતવાનું અલાઉદ્દીનને સમ જાવ્યું; તે ઉપરથી પાદશાહે પોતાના ભાઈ અલફખાંને ગુજરાત જીતવા મોકલ્યો. તેણે તેની રાજધાની પાટણનો નાશ કીધો કરણની અતિરૂપવાન રાણી કૌળાદેવી અલફખાંને હાથ આવ તેને દિલ્હી મોકલી દીધી. પછી અલફખાં ખંભાત લૂટવાને ગયે ત્યાં મલેક કાફૂર કરીને એક ખૂબસુરત ગુલામ તેને હાથ આવ્યે એ ગુલામ અલાઉદ્દીનનો માનીતો થઈ પડયો, ને પછીથી એ લશ્કરનો સરદાર બનાવ્યો, એણે ૧૩૦૦માં રણથંભોરનો કિલ્લ સર કર્યો; ૧૩૦૩માં ચિતોડનો કિલ્લો લઈ મેવાડનું રાજ જીત્યું ૧૩૦૯માં તૈલંગણ ઉજડ વાળી વરંગુળ લીધું. દેવગઢના રાજ રામદેવના મરણ પછી તેનો છોકરો ખંડણી ન્હોતો આપતો તેન ઉપર લશ્કર લઇ જઈ દેવગઢ જીત્યું. અહીં કરણની છોકરી દેવળ દેવી એના હાથમાં આવી. આ પછી એણે આખો મહારાષ્ટ્ર ત કર્ણાટક ઉજડ કર્યા. આથી અલાઉદ્દીન આખા હિંદુસ્તાનનો પ દશાહ થયો, ૧૩૧૨. પછવાડેથી અલાઉદ્દીન કાફુરને વશ થ રહ્યો, અને ૧૩૧૫માં મરણ પામ્યો; કહેછે કે કાફુરે તેને ઝેર દીધું હતું. એ ખૂની, સ્વાર્થી, વિશ્વાસઘાતી અને લોભી હતો, કાફુ કાવત્રાં કરી પાદશાહના વડા કુંવર ખીજરખાંને કેદમાં નાખ્ય હતો તેની હવે એણે આંખો ફોડી નાખી, અને તેનાથી ન્હાન

શાહ **ઉમારને** નામનો બાદશાહ બનાવ્યો, પણ એનેજ એના શી-પાઇઓએ મારી નાખ્યો. ઉમારને એના ભાઇ **મુબારકે** આંધળો કીધો, અને ખીજરખાંને મારી નાંખી પોતે સુલતાન થયો, ૧૩૧૬. એણે પોતાની વિષયી ચાલમાં રાજની કાળજી છોડી પોતાના વજીર **ખુશરૂખાંને** રાજકારભાર સોંપ્યો. એ વજીરે ૧૩૧૯માં મલબાર જીત્યું, અને દિલ્હી પાછો આવી મુબારકને મારી નંખા-વી પોતે ગાદીએ બેઠો, ૧૩૨૦. એજ વરસમાં પંજાબના લશ્કરે એને હરાવી પોતાના સરદાર **ગ્યાસુદીન તઘલખને** ગાદી આપી.

**તઘલખ વંશ—ગ્યાસુદ્દીન તઘલખે** (૧૩૨૦-૨૫) શાન્તિથી રાજ કર્યું. એણે ખેડુતોના ફાયદાને માટે સારા કાયદા રચ્યા. ૧૩૨૪માં એણે બંગાળા ઉપર સ્વારી કીધી. અને શાહબુદ્દીન બઘરાશાહને તાબે કરી તેના ભાઈ બહાદુરશાહને કેદ કરી દિલ્હી લઇ ગયો. ગ્યાસુદ્દીનને દગાથી મારી નાખવાને એના છોકરા મ-હમ્મૂદે લાકડાંનો એક ડેરો બનાવ્યો હતો, તે તેની ઉપર પડવાથી તે ચગદાઈ મૂઓ. ત્યાર પછી **મહુમ્મૂદ તઘલખ** ગાદીએ બેઠો. એ શૂરવીર, ભણેલો, અને ઉદાર બાદશાહ હતો, તે છતાં નિર્દય સ્વભાવનો હતો, અને ગાંડાઇ ભરેલાં કામો કરતો. પ્હેલાં તો એની સત્તા હિંદુસ્તાનના ઘણાખરા ભાગમાં બેઠી, પણ પાછળથી એના ગાંડાઇ ભરેલાં કામોને લીધે દિલ્હીના તાબાના મુલકોના હાકેમો એની સત્તા ન કબુલ કરતાં સ્વતંત્રપણે વર્તવા લાગ્યા. પછી એણે ઈરાન અને ચીન લેવાને તે દેશો ઉપર મ્હોટી ફોજને મો-કલી, પણ તે હારી. અને ન્હાસી આવતાં ખોરાક ખૂટવાથી નાશ પામી. એણે દિલ્હીને ટાળી દેવગઢને દોલતાબાદ નામ આપી ત્યાં રાજગાદી સ્થાપીને વળી પાછો દિલ્હી આવીને રહ્યો; દક્ષિણમાં

મોટું બંડ થયું ને તે ગરબડમાં બ્રાહ્મણી વંશની બાદશાહી સ્થપાઈ. ઠામ ઠામ બંડ થવા લાગ્યાં; તે સમાવવાને તેને ઘણું રખડવું પડ્યું. આખરે સિંધમાં ઠઠ્ઠા શેહેરમાં તે તાવથી મરણ પામ્યો, ૧૩૫૧. એણે ગાંડાઈમાં પોતાના એક દાંત ઉપર કબર ચણાવી હતી! એના પછી એનો ભત્રીજો **ફીરોજશાહ** ગાદીએ બેઠો. એણે ૧૩૫૧-૮૮ સુધી રાજ્ય કીધું. એણે બંગાળાનું તથા દક્ષિણના રાજ્યોનું સ્વતંત્રપણું કબુલ કીધું, ૧૩૫૬. સિંધમાં બંડ થતાં હતાં તેનો પાકો બંદોબસ્ત કરવામાં એનો ઘણો વખત ગયો. એણે ડહાપણ ભરેલા કાયદા તથા રૈયતના ફાયદાનાં કામો કીધાં હતાં—કુવા, વાવ, તળાવ, ન્હેર, ધર્મશાળા, મસજીદો વગેરે બંધાવ્યાં હતાં. સતલજની પાસે ફીરોજપુર શેહેર એણે વસાવ્યું. એના પછી એનો પૌત્ર **ગ્યાસુદ્દીન** ગાદીએ બેઠો. એ મોજમઝામાં પડ્યો અને રાજકાજ વઝીરને સોંપ્યું; એવામાં શેહેરમાં બંડ થયું તેમાં એ માર્યો ગયો. એણે પાંચ માસ રાજ્ય કીધું. એના પછી ફીરોજનો બીજો પૌત્ર **અબુબકર** ગાદીએ બેઠો. એને ફીરોજના ત્રીજા છોકરા **નાસિરૂદ્દીને** પદભ્રષ્ટ કરી કેદ કીધો. એ કેદમાં મરણ પામ્યો. ૧૩૮૯. એના પછી નાસિરૂદ્દીન ગાદીએ બેઠો; એણે ત્રણ વરસ રાજ કર્યું તેમાં ઇટાવાના રાજાએ બંડ ઉઠાવ્યું, તે એણે સમાવી દઈ તેનો કિલ્લો તોડી નાખ્યો. એનો વઝીર ઇસલામખાન મુસલમાન થયલો હિંદુ હતો. એ પાદશાહ ૧૩૯૨માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો હુમાયું ઉર્ફે **શિકંદરશાહ** ગાદીએ બેઠો, પણ તે ૪૫ દિવસ રાજ્ય કરી મરણ પામ્યો. એના પછી એનો ભાઈ **મહુમ્મદશાહ** ગાદીએ બેઠો. એના વખતમાં જવાનપુર, ગુજરાત, માળવા, અને ખાનદેશ—એ પ્રાંતોના સુબેદાર દિલ્હીની બાદશાહીના

અમલમાંથી છુટા પડ્યા. ૧૩૯૪માં ફીરોજાબાદમાં ફીરોજનો પૌ-
**નસરતખાંને** કેટલાક અમીરોએ પાદશાહ બનાવ્યો; અને મહમ્મ
દિલ્હી રાખી રહ્યો. ત્રણ વરસ પછી નસરતખાંને કહાડી, મહ
મ્મદને કેદ કરી **મુલુઇકબાલખાંન** નામનો અમીર પોતાના ના-
મથી રાજ્ય ચલાવવા લાગ્યો. ૧૩૯૮માં **તૈમૂરલેન** કરી એક તુર્કિ
મુસલમાને દિલ્હી ઉપર ચહડાઈ કરી; બાદશાહી ફોજ હારી;
બાદશાહ ગુજરાત નાઠો; તૈમૂરે પોતાને બાદશાહ કેહેવડાવ્યો; અને
તેના લશ્કરે પાંચ દિવસ સુધી દિલ્હી લુટ્યું અને બાળ્યું; હજા-
રો લોકોને મારી નાખ્યા. પછી પુષ્કળ દ્રવ્ય લઇ તૈમૂર સમરકં
ગયો. એના ગયા પછી બે માસ અંધાધુંધી ચાલી; તખ્તનં
માટે સરદારોમાં મારામાર ચાલી; આખરે નસરતખાં ફાવ્યો. પણ
તેની કનેથી **ઇકબાલખાંએ** રાજ છીનવી લીધું; પછી મહમ્મ
તઘલખ ગુજરાતથી પાછો આવ્યો, ૧૪૦૫. એ ૧૪૧૨ સુધી
નામનો પાદશાહ રહ્યો, ને એજ વરસમાં એના મરણથી તઘલખ
વંશનો અંત આવ્યો, એ વંશ ૧૩૨૦થી ૧૪૧૨ સુધી ચાલ્યો.

**સૈયદવંશ.**—મહમ્મદ તઘલખના મરણ પછી સરદારોએ
**દોલતખાંને** રાજકારભાર સોંપ્યો. એણે પાદશાહ નામ ધારણ
કર્યા વગર બે વરસ અમલ કર્યો. પણ તૈમૂરે, **ખીજરખાં** કરીને
પંજાબમાં સૂબેદાર રાખ્યો હતો, તેણે દિલ્હી જીતી રાજ કબજે
કીધું, ૧૪૧૪. એણે સાત વરસ રાજ કર્યું તે બધો વખત મોજ
મઝા અને આળસમાં કાઢ્યો. એના પછી **સૈયદ મુબારક** પાદ
શાહ થયો. એણે રોહિલખંડ તાબે કરવાને કેટલીક લડાઈઓ કરી
એને પંજાબમાં ગક્કર લોકોએ અને મુગલ લોકોએ ઘણો સંતાપ
આપ્યો; એને એના વજીરે મારી નંખાવ્યો. ૧૪૩૩. ત્યાર પછી
એનો **ભત્રીજો મહુમ્મદ** પાદશાહ થયો. અમીરોએ વજીરને મા

રી નંખાવ્યો. થોડા વખત તો મહમ્મદે સારી રીતે રાજ ચલાવ્યું, પણ પાછળથી મોજમઝામાં પડ્યો તેથી જવાનપુરના સુલતાને એનું કેટલુંક રાજ કબજ કર્યું; માળવાના રાજા મહમ્મદ ખીલજીએ છેક દિલ્હી ઉપર હુમલો કર્યો. લાહોરના સૂબેદાર બહલોલ લોદીએ એને આ સંકટમાંથી છુટો કર્યો. એ ૧૪૪૩માં મરણ પામ્યો. એની પછી એનો છોકરો **આલમશાહ** ઉર્ફે **અલાઉદ્દીન** ગાદીએ બેઠો, પણ બહલોલ લોદીએ આવી દિલ્હીની ગાદી કબજ કીધી; એ ઉપરથી આલમે રાજીનામું આપ્યું, અને ગાદી ઉપર થી હાથ ઉઠાવ્યો. આ પ્રમાણે સૈયદ વંશનો અંત આવ્યો. ૧૪૫૦.

**લોદીવંશ.**—એના પ્હેલા બાદશાહ **બહલોલખાંને** ૧૪૫૦–૮૮ સુધી રાજ કીધું. તેણે પંજાબમાં બંડ સમાવ્યું, અને જવાનપોરના રાજાઓ સાથે ૨૬ વર્ષ લડી તે રાજ સર કર્યું. ૧૪૭૮. દશ વર્ષ પછી તે મુઓ ત્યારે તેના રાજની સરહદ પૂર્વે બંગાળા લગી અને પશ્ચિમે પંજાબ સુધી હતી. એના પછી એનો છોકરો **શિકંદર લોદી** ગાદીએ બેઠો. ૧૪૮૮. એણે ૧૪૯૧માં બ્હાર પ્રાંત જીત્યો. એના રાજ્ય ઉપર મ્હોટી નામોશી એ છે જે એણે ધર્માન્ધપણામાં હિંદુઓનાં દેહરાં તોડી ત્યાં મસજીદો બાંધી. એ ૧૫૧૭માં મરણ પામ્યો. ત્યાર પછી એનો છોકરો **ઈબ્રાહિમ** ગાદીએ બેઠો. એના રાજ્યમાં ઘણાં બંડો થયાં. બ્હારનો સૂબેદાર એનાથી સ્વતંત્ર થયો; પંજાબનો સૂબો દોલતખાંન લોદી બંડ કરી ઉઠ્યો, અને **બાબરને** પોતાની મદદે બોલાવ્યો. બાબર ઇબ્રાહિમની સાથે **પાણિપતના** મેદાનમાં લડ્યો. અને તેને હરાવી દિલ્હીની ગાદીએ બેઠો. ૧૫૨૬. આ પ્રમાણે લોદી વંશનો અંત આવ્યો. આ બધા વંશના રાજાઓ પઠાણ અથવા અફગાન કહેવાતા. પણ એમાંના ઘણાખરા તુર્કિ જાતના હતા.

## હિંદુસ્તાનના મુસલમાન પાદશાહોનાં નામ તથા વરસઃ—

| પરદેશીઓના હુમલા. | તઘલખ વંશ-૧૩૨૦-૧૪૧૨. |
|---|---|
| સબક્તગીન......૯૭૬-૯૯૬ | ગ્યાસુદ્દિન ... ૧૩૨૦-૧૩૨૫ |
| મહમ્મૂદગઝનવી.૯૯૬-૧૦૩૦ | મહમ્મદ......૧૩૨૫-૧૩૫૧ |
| મહમ્મૂદઘોરી...૧૧૯૩-૧૨૦૫ | ફીરોજશાહ ...૧૩૫૧-૧૩૮૮ |
| ગુલામ વંશ-૧૨૦૬-૧૨૯૦ | ગ્યાસુદ્દીન રજો ૧૩૮૮-૫માસ |
| કુતુબુદ્દીન...૧૨૦૬—૧૨૧૦ | અબુબકર ... ૧૩૮૯-૪ માસ |
| આરામ... ૧૨૧૦થી છ માસ | નાસિરૂદ્દીન ...૧૩૮૯-૧૩૯૨ |
| અલ્તમસ ... ૧૨૧૦-૧૨૩૫ | શિકંદરશાહ ૧૩૯૨-૧॥ માસ |
| રૂકનુદ્દીન ... ૧૨૩૫-૧૨૩૬ | મહમ્મદ રજો ૧૩૯૨-૧૩૯૫ |
| રજીઆબેગમ..૧૨૩૬-૧૨૩૯ | નસરતખાં ... ૧૩૯૫-૧૩૯૮ |
| બહેરામ......૧૨૩૯-૧૨૪૧ | ગાદી ખાલી...૧૩૯૮-૧૪૦૫ |
| અલાઉદ્દીન મસૌદ ૧૨૪૧-૪૬ | મહમ્મદ (ફેરી) ૧૪૦૫-૧૪૧૨ |
| નાસિરૂદ્દિન ...૧૨૪૬-૧૨૬૫ | સૈયદવંશ-૧૪૧૨-૧૪૫૦ |
| બલબન......૧૨૬૫-૧૨૮૭ | દોલતખાંલોદી ૧૪૧૨-૧૪૧૪ |
| કૈકુબાદ ......૧૨૮૭-૧૨૯૦ | ખીજરખાં ... ૧૪૧૪-૧૪૨૧ |
| ખીલજી વંશ-૧૨૯૦-૧૩૨૦ | સૈયદમુબારક ૧૪૨૧-૧૪૩૩ |
| જલાલુદ્દીન... ૧૨૯૦-૧૨૯૫ | મહમ્મદ......૧૪૩૩-૧૪૪૩ |
| ઇબ્રાહીમ......૧૨૯૫ બે માસ | અલાઉદ્દીન... ૧૪૪૩-૧૪૫૦ |
| અલાઉદ્દીન ...૧૨૯૫-૧૩૧૫ | લોદીવંશ-૧૪૫૦-૧૫૨૬ |
| ઉમર.........૧૩૧૫-૧૩૧૬ | બહલોલલોદી...૧૪૫૦-૧૪૮૮ |
| મુબારક......૧૩૧૬-૧૩૨૦ | શિકંદરશાહ...૧૪૮૮-૧૫૧૭ |
| ખુશરૂ.....૧૩૨૦ આઠ માસ | ઇબ્રાહિમલોદી..૧૫૧૭-૧૫૨૬ |

**બ્રાહ્મણી પાદશાહી.**—આ દક્ષિણનું રાજ્ય મહમ્મદ તઘલખના વખતમાં અફગાન સરદાર ઝફરખાંએ સ્થાપ્યું. એ ગંગુ કરીને એક બ્રાહ્મણનો ગુલામ હતો. ૧૩૪૭માં સુલતાન અલાઉદ્દીન હસન ગંગુનું એણે નામ ધારણ કરી દસ વર્ષ રાજ કર્યું. એના વંશમાં ૧૮ રાજા થયા. ને તેમણે ૧૫૨૬ સુધી રાજ કર્યું. આ રાજ્યના છેલ્લા રાજા પછી એના પાંચ ભાગ થયાઃ— (૧) **આદિલશાહી,** આદિલશાહે ૧૪૮૯માં સ્થાપ્યું; એને ઔરંગજેબે ૧૬૮૬માં ઊંધું વાળ્યું. (૨) **નીજામશાહી** (અહમદનગરમાં); આ રાજ્યનું રક્ષણ અકબરની સામાં ચાંદબીબીએ કર્યું; આખર શાહજહાને એનો અંત આણ્યો. ૧૬૩૭; (૩) **ઈમાદશાહી** (વરાડનું); એને અહમદનગર સાથે જોડી દીધું. ૧૫૭૪; એનું મુખ્ય શેહેર એલીચપુર હતું. (૪) **ગોવળકોંડાનું અથવા કુતુબશાહી;** એને કુતુબુલમુલ્કે ૧૫૧૨માં સ્થાપ્યું હતું; ઔરંગજેબે ૧૬૮૭માં એનો અંત આણ્યો. (૫) **બરીદશાહી** (બીદરનું); એને અકબરે ૧૫૮૯માં પોતાના રાજ સાથે ભેળી દીધું.

## પ્રકરણ ૩ જું.

## મુગલ વંશ. ૧૫૨૬-૧૮૫૭.

**બાબર**(૧૫૨૬—૩૦). એ તૈમૂરનો છઠ્ઠો વંશજ હતો. એણે પંદર વરસની ઉમરે સમરકંદ જીત્યું, પણ પાછું તરતજ ખોયું. પછી એણે ઘણા થોડા વખતમાં કાબૂલ જીતી હિંદુસ્તાન જીતવાનો મનસુબો કર્યો. દિલ્હીમાં જે અંધાધુંધી અને કુસંપ ચાલતાં હતાં તેની ખબર એને પંજાબના સુબા દોલતખાંન લોદીએ આપી, એ ઉપરથી એણે ઈ. સ. ૧૫૧૯માં હિંદુસ્તાન પર સ્વારી કીધી. ચાર લડાઇ જીત્યા પછી એ દિલ્હી ઉપર લશ્કર લઈ ગયો.

**પાણિપતના** મેદાનમાં યુદ્ધ થયું. તેમાં ઈબ્રાહિમ લોદી હાર્યો. અને એ બાદશાહ થયો, ૧૫૨૬. અને પોતાના છોકરા **હુમાયુંએ** આગ્રા સર કીધું. ૧૫૨૭માં ચીતોડના મહારાણા **સંગે** ઈબ્રાહિમ લોદીનો પક્ષ કરી સઘળા રજપૂત રાજાઓને બાબરને હિંદુસ્તાન- માંથી હાંકી કહાડવાને એકઠા કીધા. **શિક્રી** આગળ એક યુદ્ધ થયું તેમાં બાબર જીત્યો. ૧૫૨૮માં એણે મેદીનીરાય ઉપર ચઢાઈ કરી ચંદેરી લીધું; બીજે વરસે બહાર અને બંગાળા પ્રાંતો જીત્યા. બાબર ૧૫૩૦માં મરણ પામ્યો.

**હુમાયું.** (૧૫૩૦–૧૫૫૬.) એ બાબરનો છોકરો હતો. એ બુંદેલખંડમાં કલંજરને ઘેરો ઘાલતો હતો તેવામાં અફગાન લોકે જાનપોરમાં બંડ ઉઠાવેલું તેનો ને કાશીની પાસે ચુનારગઢનો કિલ્લો શિરખાંન નામનો પઠાણ કબજે કરી બેઠો હતો તેનો બં- દોબસ્ત કરી પાછો આગ્રે આવ્યો, ૧૫૩૨. પછી ગુજરાતના બહાદુરશાહ ઉપર ચઢાઇ કરી તેને હરાવ્યો. ૧૫૩૪. બીજે વરસે એણે ચાંપાનેરનો કિલ્લો લીધો. **હુમાયું** ગુજરાતની ખટપટમાં પડેલો જોઈ સુરવંશના શીરખાંએ બહાર પ્રાંત જીતી બંગાળાના રાજાને કહાડી મૂક્યો. હુમાયું એના સામાં ગયો. પણ **કનોજ** આગળ એક યુદ્ધ થયું તેમાં હાર્યો, **૧૫૪૦**. પછી તે લાહોરમાં પોતાના ભાઈ કામરાન પાસે નાઠો. પણ તે કાબૂલ ગયો હતો તેથી એ સિંધમાં ગયો, અને ત્યાંથી મારવાડ નાઠો. એટલું છતાં એના દુશ્મનોએ એનો કેડો છોડ્યો નહીં; તે અમરકોટ ગયો, ત્યાં એની રાણીને એક પુત્ર ( **અકબર** ) થયો. ૧૫૪૨. શીરશાહ દિલ્હીની ગાદીએ બેઠો; એણે સુરવંશ સ્થાપ્યો. પછી એણે બંગાળા, માળવા, અને મેવાડ જીત્યાં. તરતજ પછી ચી- તોડ લીધું. તેથી આખું રજપુતાના એની સત્તા નીચે આવ્યું.

એ બુંદેલખંડમાં કલંજર લેવા ગયો ત્યાં એને કોઇએ મારી નાખ્યો, ૧૫૪૫. આ વખતે **હુમાયુંએ** ઇરાનના દરબારમાં આશ્રય લીધો હતો; ત્યાંના રાજા **શાહતમસ્પે**, એણે શીયા થવાનું કબૂલ કીધું તે ઉપરથી, એને લસ્કર આપ્યું, અને તે વડે એણે સિકંદરસૂરને સરહિંદ આગળ હરાવી પોતાની ગાદી પાછી મેળવી, ૧૫૫૫.* પણ ૭ મહિના બાદશાહી ભોગવી મરણ પામ્યો. એ બહાદુર, મિલનસાર, અને ભણેલો હતો.

**અકબર.** (૧૫૫૬–૧૬૦૫). એ હુમાયુંનો છોકરો હતો, અને ૧૫૪૨માં સિંધમાં અમરકોટમાં જન્મ્યો હતો. જ્યારે હુમાયું મરી ગયો ત્યારે એ તેર વરસનો હતો. રાજકારભાર બધો તેના બાપની વખતના સરદાર બ્હેરામખાનને શીર હતો. હુમાયુંનું મરણ સાંભળી **અદિલશાહનો*** સરદાર હેમુ લસ્કર લઇ દિલ્હી પર આવ્યો. **પાણિપત** આગળ યુદ્ધ થયું, તેમાં હેમુ હાર્યો, કેદ પકડાયો, અને માર્યો ગયો. બ્હેરામખાને આસપાસના બળવા બેસાડયા; પણ તેની કરડી હાકમીથી લોકો કંટાળ્યા, અને વખતે વખતે અકબરને પણ તે લેખવતો નહીં. અકબરે ૧૮ વરસની ઉમ્મરે પોતાનું પરવશપણું જાણ્યું, અને રાજસત્તા પોતાને હાથ લીધી. ૧૫૬૦. આથી બ્હેરામ બંડ કરી ઉઠયો, પણ ફાવ્યો નહીં. કંટાળીને તે મક્કે જવા નીકળ્યો, પણ ગુજરાતમાં એને કોઈએ મારી નાખ્યો. હવે અકબરના હાથમાં પૂર્ણ સત્તા આવી. ૧૫૬૩માં એણે અજમેર અને બીજે વર્ષે ગ્વાલિયર તાબે કીધાં. પછી એણે રજપૂત રાજાઓને તાબે કરી રાખવાનો વિચાર કીધો.

* હુમાયુંનો અમલ ઉઠયો અને એણે દિલ્હીની ગાદી પાછી મેળવી તે દરમ્યાનમાં સૂરવંશના ત્રણ રાજા થયા:—શેરશાહસૂર ૧૫૪૦-૪૫; ઈસ્લામશાહ ૧૫૪૫-૫૨; અને અદિલશાહ ૧૫૫૨-૫૫.

સને ૧૫૬૭થી ૧૫૭૨ સુધીમાં એણે જેપુરના રાજા **બહારમલ**, ચિતોડના રાજા **ઉદેસિંગ**, અને જોધપુરના અથવા મારવાડના રાજા **માલદેવને** તાબે કીધા, અને તેમાંના પ્હેલા અને ત્રીજાની કન્યા સાથે અકબર પરણ્યો. સને ૧૫૬૯માં રણથંભોર અને કલંજરના પ્હાડી કિલ્લા લીધા. ૧૫૭૨માં ત્રીજા મુજફ્ફરસાહને હરાવી ગુજરાત જીત્યું; પછી બંગાળા, બહાર, અને ઓરિસ્સા લીધાં; પછી ૧૫૮૬માં કશ્મીર, ૧૫૯૨માં સિંધ, અને ૧૫૯૪માં કંદહાર લીધાં.

હવે અકબરનું મન દક્ષિણના રાજ્યો તાબે કરવા તરફ ગયું. અહમદનગરના રાજ્યમાં અંધેર હતું, ને ચાર ટોળી બંધાઈને તે માહોમાંહે લડતી. એ ટોળીમાંના એકે અકબરની મદદ માગી, તે ઉપરથી અકબરે પોતાના કુંવર **મુરાદ** અને બ્હેરામના છોકરા મીરઝાખાનને લશ્કર આપી મોકલ્યા, ૧૫૯૫. આ વખતે અહમદનગરમાં **ચાંદબીબી** પોતાના છોકરાની વતી રાજ કરતી હતી. તે જાતે લડવા નીકળી, અને મુગલ લશ્કરને હઠાવી તેને સલાહ કરવાની ફરજ પાડી. બીજે વરસે અકબર જાતે આવ્યો. ચાંદબીબીનો લડતાં લડતાં દારૂ ગોળો ખપી ગયો, ત્યારે તણીએ પોતાનાં જવાહીર તોપમાં ભરી દુશ્મનની સામે લડી, પણ તરતજ તેને કોઈએ મારી નાખી, અને અકબરે અહમદનગર લીધું. ૧૬૦૦. હવે અકબરનો છોકરો **સલીમ** એની સામે થયો, પણ તેને બંગાળા અને ઓરિસ્સા પ્રાંતો આપી સમજાવ્યો. અકબર ૧૬૦૫માં મરણ પામ્યો. એ શૂરો, દયાળુ, અને ઈન્સાફી હતો. એ મુસલમાનો અને હિંદુઓ ઉપર એક સરખી નજરે જોતો. એ હિંદુઓને પણ ઊંચા ઓહ્દા આપતો. એણે જજીઆવેરો કહાડી નાખ્યો, અને સતિ થવાનો ચાલ ઘણે દરજ્જે બંધ પાડ્યો. રાજા **ટોડરમલ**, જમીનની વસુલાત વગેરેના ધારા બાંધનાર અ,

રાજ્યમાં થઈ ગયો. **બ્રિટિશ ઈસ્ટ ઈંડિયા કંપની** આ રાજ્યમાં સ્થપાઈ, ૧૬૦૦. એ વખતે ઇંગ્લંડમાં ઇલિઝાબેથ રાજ્ય કરતી હતી.

**જાહાંગીર**, (૧૬૦૫-૧૬૨૭). અકબરના મરણ પછી એનો છોકરો સલીમ, **જાહાંગીર** (દુનીઆનો જીતનાર) નામ ધારણ કરી ગાદીએ બેઠો. એના કુંવર **ખુશરૂએ** બંડ કીધું, પણ જહાંગીરે તેને કેદ કીધો. એ ગાદીએ બેઠો ત્યાર પહેલાં એનું મન નુરજહાં કરીને એક અતિ રૂપાળી સ્ત્રી જે શેરઅફગાન નામના અમીર સાથે પરણી હતી, તેના ઉપર લાગેલું હતું, તેથી એ પાદશાહ થયો ત્યારે એણે તે અમીરને ઘણું સમજાવ્યું કે તું ફારગતી આપ; પણ તે વાત તેણે કબુલ ન કીધી તેથી તેહને મારી નંખાવી તેની સાથે પોતે પરણ્યો.

આપણે અકબરના રાજ્યમાં કહી ગયા કે ચાંદબીબીના ખુનથી અહમદનગર અકબરને હાથ આવ્યું. પણ તે પૂર્ણ રીતે તાબે થયું નહોતું, તેથી જ્યારે મુગલ લોકોએ એના ઉપર પાછો હુમલો કીધો, ત્યારે **મલીકઅંબર** કે જેના હાથમાં સત્તા હતી તેણે તેઓને ફાવવા દીધા નહીં. સને ૧૬૧૪માં જહાંગીરના છોકરા **શાહજહાંએ** ઉદેપુરના રાણાને હરાવ્યો; તે શરણ આવ્યો તેથી તેને તેનું રાજ્ય પાછું આપ્યું. જહાંગીરે પોતે બીજાપુર, ગોલકોંડા, અને અહમદનગરનાં રાજ્યોને ખંડણી આપતાં કીધાં.

સને ૧૬૧૩માં જહાંગીરે અંગ્રેજ લોકોને વેહેપાર કરવાના કેટલાક હક આપ્યા, અને સુરત, ખંભાત, ગોઘા અને અમદાવાદમાં કોઠી સ્થાપવા દીધી. ૧૬૧૫માં ઇંગ્લંડના પેહેલા જેમ્સે **સર ટામસ રો** નામે વકીલને દિલ્હી મોકલ્યો. જહાંગીરે તેને માન આપી ઇસ્ટ ઇંડિયા કંપનીના વેહેપારને વધારે છુટ આપી.

સને ૧૬૨૦માં મલીકઅંબરે કરાર તોડી પાદશાહના સરદારોને કહાડી મૂકી સૂબેદારને બ્હરાનપુરમાં ઘેર્યો. શાહજહાંને એની સામા મોકલ્યો. તેણે ઘેરો ઉઠાવ્યો, અને મલીકઅંબરે સલાહ કીધી. અત્યાર સુધી નુરજહાં અને શાહજહાં વચ્ચે સંપ હતો, પણ તેણીએ પોતાના પ્હેલા ધણીના પેટની છોકરીને જહાંગીરના ન્હાના કુંવર શેરીઆર સાથે પરણાવી. એવા વિચારથી કે જહાંગીર પછી તેને પાદશાહ કરવો. આથી કલેશનું બીજ રોપાયું. શાહજહાંએ દક્ષિણમાં બંડ ઉઠાવ્યું, ૧૬૨૧. તે બેસાડવાને બાદશાહે કાબુલના સૂબેદાર **મહોબતખાનને** અને શાહજાદા **પાર્વિઝને** મોકલ્યા. શાહજહાં ત્યાંથી બંગાળે નાઠો, અને થોડા વખત પછી તેના બાપને શરણ થયો. હવે નુરજહાંએ શાહજહાં સામાં કાવત્રું કીધું, તેમાં મદદને [illegible] મહોબતખાનને દિલ્હી બોલાવ્યો. એને પાર્વિઝ સાથે દોસ્તી થઇ, ને તેના ઉપર પણ રાણીને ધિક્કાર હતો તેથી મહોબતખાન ઉપર ગુસ્સે થઈ તેનો ઘાટ ઘડવાનો વિચાર કીધો, પણ તેમાં થયું એટલું કે જહાંગીર મહોબતખાનના હાથમાં કેદ પકડાયો. એક વરસ પછી નુરજહાંએ જહાંગીરને છોડાવ્યો, અને મહોબતખાં તથા શાહજહાં બંનેએ મળી દક્ષિણમાં બંડ જગાવ્યું. સને ૧૬૨૬માં શાહજહાંનો વડો ભાઇ પાર્વિઝ મરણ પામ્યો, અને બીજે વરસે જહાંગીર પણ મરણ પામ્યો. એ સમજવાળો અને ન્યાયી હતો, પણ દારૂડીઆ અને આકળા સ્વભાવનો હતો.

**શાહજહાં,** (૧૬૨૭–૫૮).—શાહજહાંને જેવી પોતાના બાપના મરણની ખબર પડી કે તે દક્ષિણથી તરતજ આગ્રે ગયો ને ગાદીએ બેઠો, ૧૬૨૮. **શેરીઆરે** ગાદી મેળવવાને યત્ન કીધું, પણ અઝફખાં વજીરે તેને હરાવી મારી નાખ્યો. એના રાજ્યમાં પ્હેલી અગત્યની બીના એ બની કે દક્ષિણના

સૂબેદાર ખાનજહાં લોદીએ બળવો કર્યો, પણ તેને સમાવી દીધો, અને ખાનજહાંને માળવે કહાડી તેની જગાએ મહોબતખાનને નીમ્યો; બાદશાહનો વિશ્વાસ એના ઉપરથી ગયો જાણીને ખાનજહાંએ આગ્રામાં બળવો કર્યો; ત્યાં હારી ગયો, પણ નાસીને અહમદનગરના રાજા સાથે મળી ગયો. આથી મુગલ લોકોને દક્ષિણમાં લશ્કર મોકલવાની જરૂર પડી. તે લશ્કરને કેટલીકવાર અહમદનગરની સામાં અને કેટલીક વાર બીજાપુરની સામાં લડવું પડ્યું, તેથી ૧૬૩૪ સુધી મુગલોનું ફાવ્યું નહીં. શાહજીએ અહમદનગરની ગાદી ઉપર કોઈને અડાવી દઈ આસપાસનો મુલક તાબે કીધો. આખરે શાહજહાં જાતે ગયો; બીજાપુર ને ગોલકોંડાને ખંડણી આપતાં કીધાં;અને શાહજીને તાબે કરી અહમદનગર લઇ લીધું, ૧૬૩૭.

શાહજહાંને ચાર છોકરા હતા,-દારા, શુજા, ઔરંગઝેબ, અને મુરાદ. આ ચારેમાં ઔરંગઝેબ સર્વથી લુચ્ચો અને હુશિયાર હતો. શાહજહાં જ્યારે માંદો પડ્યો, ત્યારે તેણે પોતાના વડા છોકરા દારાને રાજકારભાર સોંપ્યો હતો. તે અરસામાં ઔરંગઝેબ અને મુરાદે રાજ્યમાં બખેડો કરી મૂક્યો. શુજા બંગાળેથી કાશિ સુધી આવી પ્હોંચ્યો હતો; આખરે ઔરંગઝેબ લુચ્ચાઈથી બધાને હરાવી પોતે ગાદી પચાવી પડ્યો, (૧૬૫૮), અને શાહજહાંને આગ્રામાં કેદ કીધો; ત્યાં તે ૧૬૬૬માં મરણ પામ્યો. એકંદર જોતાં શાહજહાં ડાહ્યો અને ઇન્સાફી હતો; એને ઇમારતોનો ઘણો શોખ હતો; સાડા છ કરોડ રૂપીયા ખરચી પોતાને માટે હીરા માણેકથી જડેલું મયૂરાસન કરાવ્યું હતું. આગ્રામાં એનો બનાવેલો તાજમ્હેલ (પોતાની બેગમ મુમતાઝમ્હાલની કબર) જે દુનીયામાં સર્વથી ખૂબસુરત ઇમારતોમાની એક છે તે હજી છે. એણે ટોડરમલના જેવો વસુલાતનો બંદોબસ્ત દક્ષણમાં કીધો.

**ઔરંગઝેબ અથવા આલમગીર ૧ લો,** ૧૬૫૮–૧૭૦૭. ઔરંગઝેબ પોતાના બાપને પદભ્રષ્ટ કરી ૧૬૫૮માં ગાદીએ બેઠો. એના ભાઈ દારાએ લાહોરથી મૂલતાનને રસ્તે ગુજરાત જઈ પોતાને બાદશાહ કહેડાવ્યું. ઔરંગઝેબે તેને જેપુર પાસે હરાવ્યો. તે ન્હાસી સિંધ ગયો. પણ ત્યાંના રાજાએ તેને કેદ કરી મોકલાવ્યો; ઔરંગઝેબે તેને મારી નંખાવ્યો. શુજાને પ્રયાગ પાસે હરાવ્યો, અને તે આરાકાન તરફ ન્હાસી ગયો, પણ તે તથા તેના કુટુંબનાં માણસો માર્યા ગયાં. આ કામોમાં મીર જમલા નામના સરદારે પાદશાહને ઘણી મદદ આપી, તેથી તેને બંગાળાનો હાકેમ બનાવ્યો. એણે આસામ ઉપર ચ્હડાઈ કરી. અને તેનું મુખ્ય શેહેર લઈ, ચીન જીતવા ગયો, પણ દુકાળને લીધે પાછું ફરવું પડ્યું.

શાહજી ભોંસલે કરીને એક મરેઠો બીજાપોરની પાદશાહી ફોજમાં નાયક હતો તેનો દીકરો **શિવાજી** દક્ષિણમાં બાદશાહી મુલકમાં લૂટફાટ કરતો કરતો છેક ઔરંગાબાદ સુધી આવ્યો. તેમાં શાયિસ્તખાન કરીને મુગલ સુબો રહેતો હતો; તેણે દક્ષિણ તરફ કુચ કરી પૂના લીધું, અને જે ઘરમાં શિવાજી ઉછર્યો હતો તેજ ઘરમાં મુકામ કીધો. શિવાજી છાનોમાનો ત્યાં ગયો, અને શાયિસ્તખાનને તલવાર મારી, પણ ફક્ત તેની બે આંગળીઓ કપાઈ ગઈ, અને તે બચ્યો, પણ તેનો છોકરો અને ચાકરો માર્યા ગયા. શિવાજી ત્યાંથી નાઠો. ત્યાર પછી ૧૬૬૪માં તેણે સુરત લૂટ્યું. પછી તેણે મક્કે હજ કરવા જતા જાત્રાળુ લોકો ઉપર હુમલો કીધો. એ ઉપરથી ઔરંગઝેબે ગુસ્સે થઈને તેની સામા જયપુરના રાજા જયસિંહ અને દીલીરખાનને મોકલ્યા એમની આગળ શિવાજીનું કંઈ ચાલ્યું નહીં, તેથી તેણે વીસ કિલ્લા આપી

કીધા, અને જાગીર દાખલ બાર પોતાની પાસે રાખ્યા. એ નુકસાનના બદલામાં બીજાપુર રાજ્યના કેટલાક ભાગની ચોથ અને સરદેશમુખી (ઉપજનો દશાંશ) ઉપર શિવાજીનો હક કરી આપ્યો. પછી શિવાજી બાદશાહની મરજીથી દિલ્હી ગયો, પણ ત્યાં તેને કેદ રાખ્યા જેવું કરવામાં આવ્યું, એટલે તે ત્યાંથી નાઠો, ૧૬૬૬. સને ૧૬૭૨માં અફગાન લોકોએ બંડ ઉઠાવ્યું, અને મુગલ સરદાર અમીરખાનને હરાવ્યો; એ ઉપરથી પાદશાહ પોતે ત્યાં ગયો, પણ દિલ્હીની આસપાસ બંડ થવાથી તે તુરત પાછો આવ્યો. સને ૧૬૭૬માં દિલ્હીથી થોડેક દૂર નરોળ ગામમાં કોઈ સતરામી વેરાગણે હિંદુ મુસલમાનને પોતાના મનના કરી બંડ ઉઠાવ્યું. એક બે વાર પાદશાહી ફોજને મારી હટાવી, પણ પાછળથી તેઓનું જોર નરમ પડયું. આથી ઔરંગજેબે તમામ હિંદુઓ ઉપર જજીઆવેરો નાખ્યો. એ બાબત જોધપુરનો રાજા જસવંતસિંગ જે કાબૂલનો સૂબેદાર હતો, તેણે પાદશાહને ઘણો સમજાવ્યો, પણ તેણે માન્યું નહીં. આથી જ્યારે જસવંતસિંગ કાબૂલમાં મરણ પામ્યો, ત્યારે પાદશાહે તેની વિધવા તથા છોકરાંને કેદ કરવાની તજવીજ કીધી, પણ રજપૂતોની બહાદુરીથી તેઓ બચ્યાં, અને સહીસલામત જોધપુર આવી પ્હોંચ્યાં. આ અપમાનથી સઘળા રજપૂતો સામા થયા, પણ પાદશાહના ત્રણ પુત્રોએ તેઓને હરાવ્યા, અને તેઓનો દેશ ઉજ્જડ વાળી બૈરાં છોકરાંને ગુલામો તરીકે વેચ્યાં. આ પછી રજપૂતો તદન નરમ પડી ગયા. સને ૧૬૮૬માં ઔરંગજેબે બીજાપુર લીધું, અને બીજે વરસે ગોલકોંડા સર કીધું. શિવાજીનો છોકરો શંભાજી કેદ પકડાયો તેને મારી નાખ્યો. સને ૧૭૦૦માં ઔરંગજેબ અહમદનગરમાં ગયો, અને ત્હાં મરણ પામ્યો, ૧૭૦૭. તે ઘણો હુશિયાર

અને લડાઇની ઝનુનવાળો હતો, પણ ધર્માન્ધ, લુચ્ચો, અને ઠગ હતો. એના વખતમાં મુગલઇ રાજ્ય પૂરેપુરી ચ્હડતીમાં હતું, અને એના મરણ પછી જલદીથી તેનો અસ્ત થવા લાગ્યો.

**ઔરંગજેબ પછીના બાદશાહો.—બહાદુરશાહ (શાહ-આલમ ૧ લો,)** ૧૭૦૭-૧૨. ઔરંગજેબના મરણ વખતે હંમેસની માફક તેના ત્રણ છોકરા મોઆઝીમ, આજમ, અને કામબક્ષ વચ્ચે ટંટો ઉઠયો. આખરે મોઆઝીમ પોતાના બે ભાઇને મારી નાખી **બહાદુરશાહ**નામ ધારણ કરી ગાદીએ બેઠો. એની પાંચ વર્ષની કારકિર્દીમાં મરેઠાઓએ ઘણોક મુલક જીત્યો. રજપૂતો જેઓ પૂરેપૂરા તાબે થયા ન્હોતા તેઓએ પોતાને સ્વતંત્ર કહેવડાવ્યું. એ કામમાં આગેવાન મારવાડના જસવંત સિંગનો પુત્ર અજિતસિંગ હતો. બાબરના રાજ્યમાં **નાનક**ની સ્થાપેલી **સીખ** લોકોને નામે ઓળખાતી એક ધર્મની ટોળીનું જોર વધ્યું. તેઓએ પોતામાં લશ્કરી કવાયત દાખલ કીધી. સને ૧૬૭૫માં તેઓનો આગેવાન **ગુરૂગોવિંદ** હતો. અને તેના પછી **બંધુ** કરીને હતો. સને ૧૭૧૨માં બહાદુરશાહ મરણ પામ્યો. એના પછી એના ચાર દીકરાઓ વચ્ચે ટંટા થયા. આખરે વડો દીકરો, જુલફીકારખાનની મદદથી, **જહાંદારશાહ** નામ ધરણ કરી ગાદીએ બેઠો, **૧૭૧૨.** એ રંડીબાજીમાં છેક બદી ગયો, એને રાજકારભાર વજીરને સોંપ્યો. આ વખતે બહાદુરસાહનો પૌત્ર **ફરૂકશીર** જે જહાંદારશાહના હાથમાંથી બચી ગયો હતો અને બંગાળામાં રાજ્ય કરતો હતો, તે અલાહબાદના સૂબેદાર સૈયદ અબદુલ્લાને અને બ્હારના શૂબેદાર સૈયદ હસનઅલીને લલચાવી મ્હોટું લશ્કર લઇને આવ્યો, અને આગ્રા આગળ જહાંદારશાહને હરાવી તેને મારી નાખી પોતે બાદશાહ થયો.

૧૭૧૩. કેટલોક વખત સુધી તો સૈયદોએ સત્તા ચલાવી, પણ જ્યારે તેઓની સત્તા કમી થવા લાગી ત્યારે તેઓએ એને મારી નાખ્યો. ૧૭૧૯. સૈયદોની સામાં કેટલાક મ્હોટા સરદારો થયા, તેમાં નિઝામ–ઉલ્મુલ્ક ફતેહ પામ્યો. (તેના વંશજો હાલ દક્ષિણ-હૈદ્રાવાદમાં રાજ્ય કરે છે). પંજાબમાં સીખ લોકોનો સરદાર **બંધુ** પાદશાહી પ્રાંતને વેરાન કરતો હતો તે માર્યો ગયો. ફરૂકશીર પછી સૈયદોએ **રફીઉદ્દારાજાત** અને **રફિઉદ્દૌલાને** અનુક્રમે ગાદીએ બેસાડયા, પણ તેઓ થોડા માસમાં મરણ પામ્યા. આખરે તેઓએ રોશન અખ્તરને **મહમ્મદશાહ** નામ ધારણ કરાવી ગાદીએ બેસાડયો. મહમ્મદશાહે ગાદીએ બેઠા પછી બે મહીનામ તે બે સૈયદ ભાઈને ઠાર કરાવ્યા. તેણે પોતાના બે કાબેલ વજીર સાદતખાં અને નિઝામ–ઉલ્મુલ્કને ન લેખવતાં કમ અક્કલના માણસોની સલાહ પ્રમાણે ચાલવા માડયું, તેથી નિઝામ–ઉલ્મુલ્ક ૧૭૨૪માં હૈદ્રાવાદમાં સ્વતંત્રપણે રાજ્ય ચલાવવા લાગ્યો, અને સાદતખાંએ તેજ પ્રમાણે અયોધ્યામાં કીધું. અજમેરમાં રાજા અજિતસિંગ સ્વતંત્ર થયો, અને મરેઠાઓએ માળવા તથા ગુજરાતમાં ફરીવળી આગ્રા સુધી જઈ દિલ્હીમાં ડર ઉપજાવ્યો. એના વખતમાં બધાં મળી ચાર પ્રાંતો,—રજપુતાના, દક્ષિણ, અયોધ્યા અને બંગાળા સ્વતંત્ર થયા.

ઇરાનનો **નાદિરશાહ** અફગાનીસ્તાનમાં આવેલો તેણે ત્યાં સાંભળ્યું, કે દિલ્હીની બાદશાહી કમજોર છે; તે ઉપરથી તેણે બાદશાહને કહેવડાવ્યું કે તમારી રાજધાનીમાં અમારો એક બંડખોર અફગાન છે તેને અમને સ્વાધીન કરો, પણ તેનો જવાબ ન મળ્યો તેથી નાદિરે દિલ્હી ઉપર ચ્હડાઈ કરી, ૧૭૩૮. દિલ્હીથી સો માઈલ સુધી આવ્યો ત્યાં સુધી તેને કશો અટકાવ થયો નહીં;

આખરે કર્નાળ આગળ યુદ્ધ થયું તેમાં મહમ્મદશાહ હાર્યો; એણે નાએદારી દેખડાવી, અને પછી બન્ને બાદશાહ સાથે દિલ્હી આવ્યા, ૧૭૩૯. બીજે દિવસે શોહેરમાં ગપ ચાલી કે નાદિર મરી ગયો; એ ઉપરથી દિલ્હીના લોકોએ ઈરાનીઓને મારવા માડયા. એ બખેડો બેસાડવાને નાદિર ઘોડા ઉપર બેસી શોહેરમાં ફરવા નિકળ્યો. તો તેણે ઈરાનીઓનાં મુડદાં દીઠાં; એથી ખીજવાઈને તેણે પોતાની ફોજને હુકમ કરી ત્રીસ હજાર મુગલ લોકોની કતલ કરાવી. પછી નાદિરે ખૂબ લુટફાટ કીધી. પાદશાહી ત્રીજોરી ખાલી કરી; જરીઆન તથા મયુરાસન લીધું; અમીર લોકોનાં ઘરબાર લૂટયાં. અને ત્રીસ કરોડનો માલ લઈ મહમ્મદશાહને પાછો ગાદીએ બેસાડી ઈરાન જતો રહ્યો. ૧૭૩૯. એના મરણ પછી એનો ખજાનચી અહમ્મદશાહ અબદલ્લી દુરાની જે કંદહારનો સુલતાન હતો. તેણે ૧૭૪૭માં દિલ્હીના રાજ્ય ઉપર સ્વારી કીધી. પણ શાહાજાદા અહમ્મદે અને વઝીર કમરૂદીને તેને સરહિંદ આગળ હરાવ્યો, ૧૭૪૮. એજ વરસમાં મહમ્મદશાહ મરણ પામ્યો. એના પછી એનો છોકરો **અહમ્મદશાહ** ગાદીએ બેઠો. એ રાજ્યમાં અહમ્મદશાહ દુરાની પાછો ચહડી આવ્યો, પણ પાદશાહે ઉમરાવોની મરજી ઉપરાંત લાહોર અને મુલતાન આપી તેની સાથે સલાહ કીધી, ૧૭૪૮. સને ૧૭૫૪માં નિઝામ-ઉલમુલ્કના છોકરા ગ્યાસુદીનના ભત્રીજા બીજા ગ્યાસુદીને અહમ્મદશાહને પદભ્રષ્ટ કરી તેની આંખો ફોડી તેના કાકા **બીજા આલમગીરને** ગાદીએ બેસાડયો. ગ્યાસુદીનની ઉઝતાઈને લીધે અહમદશાહ દુરાનીએ દિલ્હી ઉપર પાછી સ્વારી કીધી, ૧૭૫૭. પણ મરકીને લીધે તે કાબૂલ ચાલ્યો ગયો. હવે ગ્યાસુદીને રાઘોબા નામના મરેઠા સરદારને ચહડાવી તેની પાસે પંજાબ ઉપર હૂમલો કરાવ્યો.

અને પાદશાહને મારી નંખાવ્યો, ૧૭૫૯. એના પછી **બીજો શાહઆલમ** ગાદીએ બેઠો. મરેઠાઓએ આવીને દિલ્હી કબજે કીધું, અને અબદલ્લીના રાજ્ય ઉપર હૂમલો કીધો; પણ **પાણીપત** આગળ તેઓ હાર્યા, ૧૭૬૧. આ હારથી મરેઠી રાજ્યની મ્હોટી ખરાબી થઈ. એ જીત પછી દુરાની દિલ્હી ગયો. પણ સિંધુ નદની પશ્ચિમના મુલકથી સંતાપ પામી શાહઆલમને ગાદી પાછી આપી. એ બાદશાહને ગુલામકાદર નામના સખસે આંધળો કીધો. પણ એની સાથે મરેઠા સારી રીતે ચાલ્યા. તેઓના કબજામાં એ ૧૮૦૩ સુધી રહ્યો. આખરે લોર્ડ લેકે એનો છુટકો કર્યો. એ ૧૮૦૬માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો **બીજો અકબર** માત્ર નામનો બાદશાહ થયો; તે અંગ્રેજનું પેન્શન ખાતો. તે સને ૧૮૩૭માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો **મહુમ્મદ બહાદુર** ગાદીએ બેઠો. એ ૧૮૫૭ના મ્હોટા બળવામાં સામેલ થયો, તેથી અંગ્રેજોએ એને પકડી બ્રહ્મદેશ મોકલી દીધો, અને એના છોકરાઓને તથા પૌત્રને હાડસને ગોળીથી મારી નાખ્યા. ૧૮૫૭. આ પ્રમાણે મુગલાઈનો અંત આવ્યો.

## મુગલ બાદશાહોનાં નામ તથા વરસ. ૧૫૨૬—૧૮૫૭.

| | | | |
|---|---|---|---|
| બાબર ......... | ૧૫૨૬–૧૫૩૦ | ફરૂકશીર ...... | ૧૭૧૩–૧૭૧૯ |
| હુમાયું ......... | ૧૫૩૦–૧૫૫૬ | રફયુદ્દારાજાત. રફયુદ્દૌલા | ૧૭૧૯ |
| અકબર......... | ૧૫૫૬–૧૬૦૫ | મહુમ્મદશાહ ... | ૧૭૧૯–૧૭૪૮ |
| જહાંગીર ...... | ૧૬૦૫–૧૬૨૭ | અહમ્મદશાહ ... | ૧૭૪૮–૧૭૫૪ |
| શાહજહાં ...... | ૧૬૨૭–૧૬૫૮ | આલમગીર...... | ૧૭૫૪–૧૭૫૯ |
| ઔરંગજેબ...... | ૧૬૫૮–૧૭૦૭ | શાહઆલમ ૨ જો | ૧૭૫૯–૧૮૦૬ |
| બહાદુરશાહ...... | ૧૭૦૭–૧૭૧૨ | અકબર ૨ જો... | ૧૮૦૬–૧૮૩૭ |
| જહાંદારશાહ... | ૧૭૧૨–૧૭૧૩ | મહમ્મદબહાદૂર... | ૧૮૩૭–૧૮૫૭ |

**મુગલાઈની પડતીનાં કારણો:**-૧ ઔરંગઝેબની હિંદુઓ તરફ ક્રુર વર્તણુક; ૨. સીખ, રોહિલા, અને મરેઠાઓની ચ્હડતી; ૩. નાદિરશાહે દિલ્હી લૂટી તે; ૪ ઔરંગઝેબ પછીના પાદશાહોની નબળાઈ; ૫. દક્ષિણના સૂબેદાર નિઝામ, તથા બંગાળા, અયોધ્યા, મ્હૈસૂર અને કર્ણાટકના મુગલ અધિકારીઓનું સ્વતંત્રપણું.

## પ્રકરણ ૪ થું.

### મરેઠા રાજાઓ તથા પેશ્વાઓનાં નામ તથા વરસ:—

| | |
|---|---|
| શિવાજી.........૧૬૬૪-૧૬૮૦ | **પેશ્વાઓ ૧૭૧૪-૧૮૧૮** |
| શંભાજી.........૧૬૮૦-૧૬૮૯ | બાલાજી વિશ્વનાથ...૧૭૧૪-૨૦ |
| રાજારામ ...... ૧૬૮૯-૧૭૦૦ | બાજીરાવ ૧લો...૧૭૨૦-૧૭૪૦ |
| શિવાજી ૨જો ... ૧૭૦૦-૧૭૦૮ | બાલાજીબાજીરાવ.....૧૭૪૦-૬૧ |
| શાહુ ૧ લો...... ૧૭૦૮-૧૭૪૮ | માધવરાવ... ...૧૭૬૧-૧૭૭૨ |
| રામરાજા ...... ૧૭૪૮-૧૭૭૭ | નારાયણરાવ ... ૧૭૭૨-૧૭૭૩ |
| શાહુ ૨ જો......૧૭૭૭-૧૮૧૮ | માધવરાવનારાયણ·૧૭૭૪-૧૭૯૫ |
| પ્રતાપસિંગ ... ૧૮૧૮-૧૮૩૯ | બાજીરાવ ૨જો...૧૭૯૫-૧૮૧૮ |
| શાહાજી.........૧૮૩૯-૧૮૪૮ | એબાજીરાવ૧૮૫૩માંમરણપામ્યો. |

**મરેઠી રાજ્ય.—શિવાજી,** (૧૬૬૪-૮૦).--મહારાષ્ટ્રના પ્રાચિન ઈતિહાસ વિષે આપણને બરાબર ખબર નથી. અલાઉદ્દીન ખૂનીએ તેના ઉપર સ્વારી કરી ત્હારથી તે મુસલમાની રાજ્યના સંબંધમાં આવ્યો, જ્યારે મુસલમાની રાજ્યો દિલ્હીથી સ્વતંત્ર થયાં, ત્હારે તેમના લસ્કરમાં ઘણા મરેઠા નાયકો હતા, તેમાં એક મરેઠા કુળનું નામ ભોંસલે કરીને હતું. તે દોલતાબાદ પાસે વેરૂળ ગામમાં રહેતું હતું. અહીંનો મુખી માલોજી કરીને હતો. અનો છોકરો શાહજી અહમદનગરના મલીકઅંબરના અને પછવાડેથી

બીજાપુરના રાજાના લશ્કરનો નાયક હતો. તેને એક છોકરો હતો તેનું નામ **શિવાજી.** એ સને ૧૬૨૭માં સેવનેરના કિલ્લામાં જન્મ્યો હતો. તે વખતના મરેઠી સરદારોને જેટલું શિખવાનું હતુ તે બધું એ શિખ્યો હતો, પણ તેને વાંચતાં લખતાં આવડતું ન્હોતું. એને મુસલમાનો ઉપર ઘણોજ ધિક્કાર હતો, તેથી એણે હિંદુ રાજ્ય સ્થાપવાનો વિચાર કીધો. ૧૯ વરસની ઉમ્મરે એણે પૂનાની પાસેનો તોર્નિઆનો કિલ્લો પોતાને કબજે કીધો. તેમાંથી પુષ્કળ દ્રવ્ય મળ્યું તે વડે તેણે રાયગઢનો કિલ્લો બાંધ્યો. હવે એણે બીજાપુર અને દિલ્હી સરકારના પ્રાંતોમાં લુટફાટ કરવા માંડી. આથી બીજાપુરનો રાજા મહમ્મદ આદિલશાહ ખીજવાયો. અને એને ખાળવાને એના બાપ શાહજીને કેદ કીધો; પણ શિવાજીએ એને દિલ્હીના પાદશાહની મદદથી છોડાવ્યો. સને ૧૬૫૯માં બીજાપુર સરકારે શિવાજીને નરમ પાડવા અફઝુલખાન નામના સરદારને એક લશ્કર આપીને મોકલ્યો. પણ શિવાજીએ તેને બોલાવી તેને ભેટવાનું બ્હાનું કરી તેના પેટમાં ખંજર મારી મારી નાખ્યો. અને પછી તેના લશ્કરના કકડે કકડા કરી નાખ્યા. એથી ગભરાઇને બીજાપુર સરકારે એની સાથે સલાહ કરી.

આ વખતે ઔરંગજેબ હિંદુસ્તાનનો પાદશાહ હતો, અને તેનો મામો શાયિસ્તખાન દક્ષિણનો મુગલ સૂબો હતો; તેને મારી નાખવાની શીવાજીએ કોશિશ કીધી પણ ફાવ્યો નહીં. તેનો છોકરો તથા બીજા ચાકરો માર્યા ગયા. એ વાત આપણે ઉપર કહી ગયા છીએ. (જુઓ પાને ૨૨ મેં.)

સને ૧૬૬૪ના જાનેવારીની ૫મીએ શિવાજીએ સુરત લૂટ્યું, અને ત્રંસ કરોડ રૂપીઆની મતા લઈ ગયો. એજ વરસમાં એણે રાજાની પદવી ધારણ કરી, અને પોતાના નામના સિક્કા પાડવા

લાગ્યો. વળી એણે ૮૫ વહાણનો કાફલો એકઠો કીધો, અને મક્કે જનારા જાત્રાળુ લોકોના વહાણ લૂટવા લાગ્યો; આથી ખીજવાઈને ઔરંગજેબે તેની સામાં જેપુરના રાજા જયસિંગ અને દીલીરખાનને મોકલ્યા. શિવાજીથી તેમની સામાં ટકાવ થયો નહીં, તેથી ભોળાપી કરાર કરી વીસ કિલ્લા આપી દીધા, અને બાર તેમની રજાથી જાગીરમાં રાખ્યા; એને બીજાપુરના રાજ્યના કેટલાક ભાગની ઊપજની ચોથ અને સરદેશમુખી લેવાનો હક મળ્યો. હવે શિવાજીએ જયસિંગ સાથે જઈને બીજાપુરના રાજા સાથે લડાઈ કરી; એથી ઔરંગજેબ ખુશ થયો, અને તેને દિલ્હી બોલાવ્યો; પણ ત્યાં તેને કેદ રાખવા જેવું કરવામાં આવ્યું એટલે તે ત્યાંથી ન્હાસીને રાયગઢમાં સહીસલામત આવ્યો, ૧૬૬૬. પણ પછવાડેથી મુગલ સરદાર જસવતસિંગને વચમાં રાખી ઔરંગજેબ સાથે એણે દોસ્તી કરી. એજ અરસામાં એણે ગોલકોંડા તથા બીજાપુર ઊપર ખંડણી બેસાડી. પછી ૧૬૭૦માં એણે બીજી વાર સુરત લૂટ્યું. ૧૬૭૪માં એણે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. અને આઠ અધિકારીઓની સભા કરી તેમાં મુખ્ય પ્રધાનને પેશ્વા નામ આપ્યું. બે વરસ પછી એણે કર્ણાટક ઊપર ચઢાઈ કરી જીંજી, વેલોર, અને બીજાં શેહેરો લીધાં. એના ઘડપણમાં એના છોકરા શંભાજીની નઠારી ચાલથી એને ઘણો સંતાપ થયો. એ ૧૬૮૦માં રાયગઢમાં મરણ પામ્યો. એ બહાદુર લડવૈયો, ચતુર સરદાર, અને હુશિયાર રાજકારભારી હતો. એને બે દીકરા હતા,–શંભાજી અને રાજારામ.

**શંભાજી,** (૧૬૮૦–૮૯).–એ ૨૩ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠો. એ એના બાપના જેવો બહાદુર પણ છકેલ હતો. એકવાર તે પોતાના રખેવાળ સૈન્યથી છૂટો પડ્યો, તેવામાં તેને મુગલ સરદારે

પકડી ઔરંગજેબ આગળ આણ્યો; તેણે શંભાજીને કહ્યું કે તું મુસલમાન થાય તો તને જીવતો રાખું; એણે તુરત જવાબ દીધો કે તારી છોકરી મને પરણાવે તો થઉં, આથી ખીજવાઈને ઔરંગજેબે તેની આંખો ફોડી તેને મારી નાંખ્યો. ૧૬૮૯, અને તેની રાણી તથા કુંવર શાહૂને કેદ કીધા. આથી હિમ્મત ન હારતાં મરેઠા સરદારોએ શાહૂનો છુટકારો થાય ત્યાં સુધી **રાજારામને** રાજ્યરક્ષક નીમ્યો. એ ૧૭૦૦માં મરણ પામ્યો. એની સ્ત્રી **તારાબાઈ** પોતાના દસ વરસના છોકરા શિવાજીને રાજા કરી પોતે રાજ કારભાર ચલાવવા લાગી. રાજારામ અને તારાબાઈની કારકિર્દીમાં ઔરંગજેબે મરેઠી રાજ્યનો નાશ કરવાને મરતાં સુધી ઘણું પ્રયત્ન કીધું; તેમાં ફાવ્યો નહીં એટલુંજ નહીં પણ ઉલટી તે રાજ્યની સત્તા વધી. ઔરંગજેબના મરણ પછી મુગલોએ શાહૂને છોડયો. સને ૧૭૦૮માં એ સતારાની ગાદીએ બેઠો. તારાબાઈ અને તેનો છોકરો સામા તો થયા. પણ કંઈ ફાવ્યું નહીં. તેથી તેઓએ કોલ્હાપુરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

**શાહૂ,** (૧૭૦૮–૪૮).–આ રાજાનું નામ શિવાજી હતું. પણ ઔરંગજેબે એના વડીલોના ધંધા ઉપરથી મજાકમાં શાહૂ! ( ચોર ) નામ પાડયું. એ ઔરંગજેબનો કેદી હતો. તેવામાં પાદશાહની છોકરીએ એને ભણાવ્યો તથા પરણાવ્યો હતો, પણ મુગલ દરબારમાં ઉછેરાયલો, તેથી એ પોતાનો વખત એશઆરામ તથા મોજમઝામાં ગુમાવવા લાગ્યો. અને રાજકારભાર પેશ્વા **બાલાજી વિશ્વનાથને** હાથ રાખ્યો. હવે રાજ્યની પૂર્ણ સત્તા પેશ્વાને હાથ આવી. અને રાજા માત્ર નામનોજ અધિપતિ રહ્યો. શાહૂએ મરતી વખતે બાલાજી વિશ્વનાથનો પૌત્ર **બાલાજી બાજીરાવ** જે તે વખતે પેશ્વા હતો, તેને સનદપત્રો કરી આપ્યો, કે તારે શિ-

વાજીના કુળને માન આપી મરેઠી રાજ્યનો પૂર્ણસત્તાથી કારભાર કરવો. એ રાજા ૧૭૪૮માં મરણ પામ્યો. એને કંઇ સંતાન ન્હોતું તેથી એણે કોલ્હાપુરના શિવાજીના દીકરા **રામરાજાને** દત્તક લીધો. એ અને એના પછીના રાજાઓ પેશ્વાના કેદી જેવા હતા. એ સને ૧૭૭૧માં મરણ પામ્યો. એને કંઈ સંતાન ન હોવાથી એણે પોતાના કુટુંબના એકને દત્તક લીધો અને તેનું નામ **શાહૂ રજો** પાડયું. સને ૧૮૦૮માં એના મરણ પછી એનો છોકરો **પ્રતાપસિંગ** માત્ર નામનો ગાદીએ બેઠો. અને સને ૧૮-૧૮માં અંગ્રેજોએ પેશ્વાઇનો નાશ કીધો, ત્યારે શિવાજીના રાજ્યનો થોડો ભાગ તેઓએ એને સોંપ્યો. એ અંગ્રેજો સામાં કાવત્રાં કરવા લાગ્યો, તેથી એને ૧૮૩૯માં પદભ્રષ્ટ કીધો, અને એના ભાઈ **શાહાજી** (આપાસાહેબ)ને ગાદી આપી. સને ૧૮૪૮માં એના મરણ પછી એનું રાજ અંગ્રેજે ખાલસા કીધું.

**પેશ્વાઓ:—બાલાજી વિશ્વનાથ, પ્હેલો પેશ્વા** (૧૭૧૪—૨૦).—એ ડાહ્યો અને હુશિયાર બ્રાહ્મણ હતો. એને ૧૭૧૪માં શાહૂરાજાએ પેશ્વાની પદવી આપી. રાજા એશઆરામમાં પડયો હતો, તેથી બધો રાજકારભાર એને હાથ આવ્યો. એના વખતમાં દિલ્હીનો પાદશાહ મહમદશાહ પૂતળા જેવો હતો, અને બધી રાજ્યસત્તા સૈયદ ભાઈઓના હાથમાં હતી. તેઓની મદદ વડે પેશ્વા સને ૧૭૧૮માં દિલ્હી ગયો, અને બાદશાહ પાસેથી શિવાજી મુઓ ત્યારે કેટલાંક પ્રગણા મુગલ સરકારે લઈ લીધેલાં તે પાછાં મેળવ્યાં, અને આખા દક્ષિણની ચોથ તથા સરદેશમુખીનો તથા પુના અને સતારાની સ્વરાજીનો હક મેળવ્યો. એનું મરણ સને ૧૭૨૦માં થયું. એને બે છોકરા હતા—બાજીરાવ અને ચિમનાજી આપા, તેમાં વડો બાજીરાવ પેશ્વા થયો,

**બાજીરાવ, બીજો પેશ્વા,** (૧૭૨૦-૪૦).-બધા પેશ્વાઓ-માં એ સર્વેથી હુશિઆર હતો. એની સામાં દક્ષિણનો સૂબો નિઝામ-ઉલ્મુલ્ક થયો, પણ પેશ્વા તેને ફાવવા દેતો નહીં. આખરે પેશ્વાની મરજી મુજબ તેણે કરાર કબૂલ કીધા. એણે દિલ્હી દરબાર પાસેથી ગુજરાત તથા માળવાની ચોથ તથા સરદેશમુખીની સનદ મેળવી. અને લડાઇના ખરચ બદલ ૫૦ લાખ રૂપીયા મેળવ્યા. નિઝામને પણ આખરે માળવા તથા નર્મદા અને ચંબલ વચ્ચેના મુલકની સત્તા એને આપી દેવી પડી. હવે ફીરંગી અને મરેઠા વચ્ચે લડાઈ જાગી; એમાં પેશ્વાના ભાઈ ચિમનાજીઆપાએ સને ૧૭૩૯માં સાલસેટ-સાષ્ટી ટાપુ તથા વસાઇ લીધાં. એ ૧૭૪૦માં મરણ પામ્યો. એની પેશ્વાઇમાં એના સરદાર **મલ્હારરાવ હોલ્કરે** ઇંદોરમાં. **રાણોજી સિંધીયાએ** ગ્વાલીયરમાં. **રઘુજી ભોંસલેએ** વરાડમાં, ને **પીલાજી** ગાયકવાડે વડોદરામાં પોતપોતનાં પેટાં રાજ્ય સ્થાપ્યાં. એન પછી એનો છોકરો બાલાજી બાજીરાવ પેશ્વા થયો. સઘળા પેશ્વાઓમાં માત્ર શિવાજીથીજ એ ઉતરતો હતો.

**બાલાજી બાજીરાવ, ત્રીજો પેશ્વા,** (૧૭૪૦-૬૧).-એણે શાહૂના મરણ પછી રાજા તથા રાજકુટુંબને સતારામાં રેહેવા દઈ પૂનાને રાજધાની કરી. નાગપુરનો રઘુજી ભોંસલે પેશ્વાની સત્તાની સામે થયો. પણ શાહૂરાજાએ વચમાં પડી બે જણનાં મન મનાવ્યાં,-બંગાળા, બહાર અને અયોધ્યામાં મરેઠી રાજ્યના જે હક હતા તે રઘુજીને આપ્યા, અને માળવા તથા હિંદુસ્તાનનો પશ્ચિમ પ્રદેશ એ બે પેશ્વાની સત્તામાં આપ્યા. બાલાજીને બે મુખ્ય કારભારીઓ હતા-ચિમનાજી આપાનો છોકરો સદાશિવરાવ ભાઉ રાજ્યની અંતર્વ્યવસ્થા વગેરેનો કારભાર રાખતો, ને બાલાજીનો સગો ભાઇ રઘુનાથરાવ (રાઘોબા) સૈન્યનો કારભર કરતો.

મલબાર કાંઠે સીધી અને આંગડીયાનાં વ્હાણો લૂટ કરવાને ફરતાં, પણ પેશ્વાએ અંગ્રેજ સાથે મળી જઇ તેઓને શિક્ષા કીધી. સને ૧૭૫૧ પરમાં હૈદ્રાબાદના નિઝામ સલાબતજંગ સાથે પેશ્વાએ લડાઈ કીધી. રાયપુર આગળ યુદ્ધ થયું, તેમાં સલાબતજંગના મળતીયા ફ્રેંચ જેઓનો સરદાર બૂસી હતો. તે-નાથી તે હાર્યો. સને ૧૭૫૭માં પેશ્વાએ જાતે કર્ણાટક ઉપર સ્વારી કરી, અને આર્કટના નવાબ તથા મ્હૈસૂરના રાજા પાસેથી ખંડ-ણી લીધી. સને ૧૭૬૦માં પેશ્વાએ અહમદનગર લીધું. તેથી સ-લાબતજંગ તેની સામાં ગયો; ઊદગીર આગળ યુદ્ધ થયું તેમાં પેશ્વા જીત્યો. સને ૧૭૫૮માં રાઘોબાએ અફગાન રાજા અહ-મ્મદશાહ અબદલ્લી દુરાની જે પંજાબ હાથ કરી બેઠો હતો, તેને ત્યાંથી હાંકી કહાડયો, અને લાહોર જઇ સિંધુ નદીના પ્રદેશના લોકોને પોતાની સત્તામાં લઈ ત્યાં સરદારોને રાખી પોતે પૂને ગયો. આથી ૧૭૬૧માં અહમ્મદશાહ અબદલ્લી મ્હોટું લશ્કર લઈ હિં-દુસ્તાન ઉપર ચ્હડી આવ્યો. સદાશિવભાઉ તથા પેશ્વાનો વડો દીકરો વિશ્વાસરાવ અને જસવંતરાવ પુઆર મ્હોટું લશ્કર લઇ તેની સામાં ગયા. પાણિપત આગળ એક મ્હોટું યુદ્ધ થયું, તેમાં મરેઠા તદન હાર્યા, અને તેઓના સરદારો માર્યા ગયા આ હારથી મરેઠી રાજ્યની પડતી આવી. એથી પેશ્વાને ઘણું લાગ્યું, અને એનીજ હાયમાં તે મરણ પામ્યો, ૧૭૬૧. એ પેશ્વાએ પ્રજાની સ્થિતી સુધારી-વેઠ, લૂટ, ધમકી વગેરેનો રિવાજ જે શિવાજીના વખતથી ચાલતો આવ્યો હતો તેનો એણે ઘણે દરજ્જે ઘટાડો કીધો. એના પછી એનો બીજો છોકરો માધવરાવ પેશ્વા થયો.

**માધવરાવ, ચોથો પેશ્વા,** (૧૭૬૧-૧૭૭૨).-એ પેશ્વા ગાદીએ બેઠો ત્યારે એની ઉમ્મર ૧૭ વરસની હતી, તેથી તેનો

કાકો રાઘોબા તેની વતી રાજકારભાર ચલાવવા લાગ્યો. તેનો ધર્મગુરૂ અને રાજ્યનો ન્યાયાધીશ રામશાસ્ત્રી કરીને એક ઘણો વિદ્વાન બ્રાહ્મણ હતો. આ વખતે મુગલ લોકોએ દક્ષિણમાં પોતાની સત્તા પાછી મેળવવાનું કીધું, પણ તેઓએ માત્ર ઔરંગાબાદ અને વરાડ પ્રાન્ત લીધા. ચાર વરસમાં પેશ્વાએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. એ પેશ્વાની કારકિર્દીમાં ત્રિંબકરાવ મામા અને હરિપંથફડકે એ શૂરા સરદારો અને સખારામ બાપુ અને નાના ફડનવીસ, એ ચતુર કારભારીઓ હતા. સને ૧૭૬૫માં પેશ્વાએ હૈદરઅલી ઉપર ચ્હડાઇ કરી, તેને હરાવી, તેની પાસેથી ૩૨ લાખ રૂપીયા કહડાવ્યા.

સને ૧૭૬૬માં મલ્હારરાવ હોલકર મરણ પામ્યો. એના પછી એના પુત્રની સ્ત્રી અહલ્યાબાઈ ઇંદોરની મહારાણી થઈ. એ સ્ત્રી ભણેલી, બુદ્ધિવાન, ઉદ્યોગી અને સદાચરણી હતી. એના કારભારમાં રાજ્ય આબાદ થયું, લોકો સુખી થયા. હજી સુધી માળવાના લોકો તેને દેવી તરીકે પૂજે છે.

હવે પેશ્વા અને તેના કાકા રાઘોબા વચ્ચે ટંટો ઉઠયો, તેમાં પેશ્વાએ રાઘોબાને પૂનામાં કેદ કીધો. પણ પોતે મરતી વખતે તેને છોડયો. સને ૧૭૬૯માં મરેઠાઓ ચંબલ નદી ઓળંગી ઉત્તરમાં ગયા અને રજપુત રોહીલા અને જાત લોકો ઉપર ખંડણી બેસાડી. એ પછી મરેઠાઓએ બીજા શાહઆલમને પોતાની સત્તામાં લીધો, તેથી તેઓ મુગલઇ રાજ્યના ધણી થયા.

સને ૧૭૭૦માં પેશ્વાએ કર્ણાટક ઉપર સ્વારી કીધી; પણ મંદવાડને લીધે ત્રિંબકરાવ મામાને લશ્કરની સરદારી આપી પોતે પૂને આવ્યો. સને ૧૭૭૨માં ચેરકુલી આગળ યુદ્ધ થયું. તેમાં હૈદર હાર્યો, અને આખરે સલાહ કીધી. એજ વરસમાં પેશ્વા મરણ પામ્યો

**નારાયણરાવ, પાંચમો પેશ્વા,** (ડીસે. ૧૭૭૨–આગસ્ટ ૧૭૭૩). નારાયણરાવને જ્યારે પેશ્વાની ગાદી મળી ત્યારે તે ૧૮ વરસની ઉમ્મરનો હતો તેથી રાજ્યનું કામ તેનો કાકો **રાઘોબા** ચલાવવા લાગ્યો. **સખારામ બાપુ** મુખ્ય પ્રધાન હતો, અને **નાના ફડનવીસ** રાજવસુલ ખાતાનો મુખ્ય કારભારી હતો. આઠ મહીના પેશ્વાઈ ભોગવ્યા પછી રાઘોબાની દુષ્ટ સ્ત્રી આનંદીબાઇએ કાવત્રું કરી સમરસિંગ નામના રજપૂત પાસે એને મારી નંખાવી પોતાના ધણી રાઘોબાને પેશ્વા ઠેરવ્યો. પણ નારાયણરાવની ગર્ભવંતી સ્ત્રી ગંગાબાઈને પુત્ર થયો તેથી તેની બધી આશા ફોક ગઇ. નાના ફડનવિસ, સખારામ બાપુ, અને હરિપંથ એઓએ તે પુત્રનો પક્ષ લઈ તે ૪૦ દિવસનો થયો એટલે તેને પેશ્વાની ગાદીએ બેસાડી તેના નામની દુવાઇ ફેરવી. એ પછીની હકીકત સાતમા પ્રકરણમાં આવશે.

## પ્રકરણ ૫ મું.

## યુરોપી લોકોનું હિંદુસ્તાનમાં આવવું.

**ફિરંગીઓ.**—પંદરમા સૈકામાં યુરોપના સાહસિક વ્હાણવટીઓનું મન નવા દેશ શોધવા તરફ લાગ્યું. સને ૧૪૮૬માં **બાર્થોલોમ્યુડાયઝ** નામના ફિરંગી વ્હાણવટીએ આફ્રિકાના દક્ષિણ છેડાની પ્રદક્ષિણા કીધી, અને તેનું નામ **'કેપ ઑવ સ્ટોર્મ્ઝ'** (તોફાની ભૂશિર) પાડ્યું. પણ પોર્ટુગલના રાજાએ આ શોધથી ખુશી થઈ તેનું નામ "કેપ ઑવ ગુડહોપ" પાડ્યું. ઈ. સ. ૧૪૯૮માં **વાસ્કોડીગામા** નામનો ફિરંગી વ્હાણવટી એ રસ્તે થઈ હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે કાલિકટ બંદરમાં આવ્યો, અને ત્યાં વ્હાણ નાંગર્યાં. કાલિકટમાં ઝામોરિન ઉપનામના હિંદુ રાજા-

ઓનું રાજ હતું. ફિરંગી લોકોને જોઇ ઝામોરિન મ્હોટા વિચારમાં પડયો; પણ પછી તેણે પોતાના દરબારમાં બાસ્કોડીગામાની મુલાકાત લીધી. અને રહેવાનું ઠેકાણું બતાવ્યું; પણ પછવાડેથી કંઈ વાંધો ઉઠવાથી ગામા પોતાના વહાણ હંકારી ગયો. એ સફરની હકીકત જાણવાથી પોર્ટુગલ સરકારે હોંસે ભરઇ કાબ્રાલને હિંદુસ્તાન મોકલ્યો. ૧૫૦૦. એણે આવીને કાલિકટમાં કોઠી સ્થાપી, પણ અમલદારોએ તે લુટી. ને ૧૫૦૮માં આલ્બુકર્કે ગોવાબંદર લીધું. ધિમે ધિમે ફીરંગીઓને હાથ ઘણાં બંદરો આવ્યાં. સોળમા સૈકાની આખરે તેઓની પાસે ગોવા. મલાક્કા, લંકા, હૂગ્લી અને ચિતાગાંગ હતાં; ગુજરાતમાં દીવ વગેરે કેટલાંક હતાં. હાલ ફક્ત તેઓને તાબે દીવ, દમણ અને ગોવા છે

**વલન્દા તથા ડેન લોકો.**—ફિરંગીઓની ફતેહ જોઇ સોળમાં સૈકાની આખરે વલન્દા લોકો (હોલંડના રહેવાશી) હિંદુસ્તાનમાં આવ્યા. બંગાળામાં ચિન્સુરામાં તેઓની મુખ્ય કોઠી હતી. ડેન લોકોએ (ડેન્માર્કના) તંજાવરના રાજા પાસે ત્રાંક્વિબાર લીધું, ૧૬૧૬. તેઓનુ બીજું થાણું હૂગ્લી નદી ઉપર સિરામપુરમાં હતું. એ લોકોએ હિંદુસ્તાનમાં રાજ્ય બાબાત કંઈ પ્રયત્ન કીધાં નહીં. વલન્દાઓનાં સંસ્થાનો અંગ્રેજે લઇ લીધાં, અને ડેન લોકોનાં અંગ્રેજોએ ૧૮૪૫માં ખરીદ કરી લીધાં

**અંગ્રેજો.**—સને ૧૬૦૦માં ઇંગ્લંડમાં બ્રિટિશ ઈસ્ટ ઈન્ડિયા કંપની થઇ. (બીજી ૧૬૯૮માં થઇ હતી. પણ બન્ને ૧૭૦૮માં જોડાઇ ગઇ). જયારે અંગ્રેજી વહાણો હિંદુસ્તાનમાં આવ્યાં ત્યારે ફિરંગીઓ અને વલન્દાઓ તેઓની સામાં થયા. પણ ૧૬૧૧માં તેઓએ પ્રથમ સુરતમાં માલ ઉતાર્યો. અને પછી હિંદુસ્તાનમાં કોઠીઓ ઘાલવા માટે મુગલબાદશાહ જહાંગીરને અરજ

કીધી, તે ઉપરથી તેઓને વ્હેપાર કરવાના કેટલાક હક મળ્યા અને સુરત, અમદાવાદ, ખંભાત, અને ગોઘામાં કોઠીઓ સ્થાપવા દીધી. ૧૬૧૩ સને ૧૬૧૫માં ઇંગ્લંડના પહેલા **જેમ્સે** **સર ટામસ રે** નામના વકીલને મોકલ્યો. જહાંગીરે તેને માન આપી કંપનીના વ્હેપારને વધારે છૂટ આપી. હવે એવું બન્યું કે સુરત-ની કોઠીમાં **બાઊટન** નામે એક અંગ્રેજ દાકતર રેહેતો હતો; તેણે ૧૬૩૮માં આગ્રે જઈ શાહજહાંની બેટીને મરતી ઊગારી; તેના બદલામાં બાદશાહે તેને મ્હોટી બક્ષિસ આપવાની મરજી જણાવી. તે ઉપરથી તેણે પોતાને માટે કંઇ ન માગતાં પોતાના દેશી અંગ્રેજ વેપારીઓના વ્હેપાર સંબંધી કેટલાક હકો માગ્યા. ( ધન્ય છે એવા દેશહિતકારી પુરૂષોને !!! ) તે દાકતરે બંગાળાના નવાબને એવીજ રીતે રાજી કીધો. તેથી ૧૬૫૬માં કંપનીએ હૂગ્લી અને બાલાસોરમાં કોઠી સ્થાપી. સને ૧૬૪૦માં વિજય-નગરના રામરાજા પાસેથી જમીન ખરીદ કરી કંપનીએ **મદ્રાસ** વસાવ્યું, અને ઇંગ્લંડના રાજા પ્હેલા ચાર્લ્સના હુકમથી ત્યાં એક કિલ્લો બાંધ્યો. અને તેનું નામ **ફ્રોર્ટ સેન્ટ જયોર્જ** પાડયું. સને ૧૬૫૩માં મદ્રાસને દક્ષિણમાં અંગ્રેજી મુલકોનું મુખ્ય સ્થળ કીધું. સને ૧૬૬૨માં પોર્ટુગલના રાજાએ ઇંગ્લંડના બીજા ચાર્લ્સને **મુંબઇ** બેટ પ્હેરામણીમાં આપ્યો તે તેણે ૧૬૬૮માં કંપનીને સ્વાધીન કીધો. સને ૧૬૯૬માં **કલકત્તા** અને **ગોવિંદપુર** મુગલ સરકાર પાસેથી વેચાતાં લીધાં. અને કલકત્તામાં કિલ્લો બાંધ્યો, તેનું નામ **ફ્રોર્ટ ઉવિલ્યમ** પાડયું. એ શિવાય બીજી કેટલીક કોઠી-ઓ હિંદુસ્તાનમાં અંગ્રેજે ઘાલી.

**ફ્રેંચ.**–સને ૧૬૬૪માં ફ્રાન્સમાં **ફ્રેંચ ઇસ્ટ ઇન્ડિયા કંપની** સ્થપાઇ, અને તે કંપનીએ હિંદુસ્તાનમાં પ્હેલી વખાર સુરતમાં

કીધી; ૧૬૭૪માં બીજાપુરના રાજા પાસે **પોન્ડિચરી** ખરીદ કરી તેમાં કિલ્લો બાંધ્યો. અને ૧૬૮૮માં **ચંદ્રનગરમાં** અને ૧૭૨૫માં **માહીમાં** સંસ્થાનો કીધાં. સને ૧૭૩૧માં ફ્રેંચોએ ડુપ્લેને ચંદ્રનગરનો ગવર્નર બનાવ્યો, અને દસ વરસ પછી એને પોન્ડિચરીનો ગવર્નર અને હિંદુસ્તાનના ફ્રેંચ રાજ્યનો ગવર્નર-જેનરલ બનાવ્યો. આ વખતે **નિઝામ-ઉલ્-મુલ્ક** દક્ષિણનો સ્વતંત્ર સૂબેદાર હતો. અને **દોસ્તઅલી** કર્ણાટકનો નવાબ હતો; એ દોસ્તઅલીને **ચંદાસાહેબ** કરીને જમાઈ હતો તે ફ્રેંચ પક્ષનો હતો. ત્રિચિનાપલીના હિંદુ રાજાના મરણ પછી તેની વિધવા રાણી જોડે દગો કરી ચંદાસાહેબે તે શેહેર લઈ લીધું, ૧૭૩૬, અને તંજાવરના મરેઠી રાજા પાસેથી કેરિકલ બંદર લઈ ફ્રેંચોને આપ્યું. એ ઉપરથી સને ૧૭૪૦માં **રઘુજી ભોંસલે** અને **મોરારિરાવ** લસ્કર સહિત કર્ણાટક ગયા; **અંબુર** આગળ યુદ્ધ થયું તેમાં દોસ્તઅલી હાર્યો અને માર્યો ગયો. હવે રઘુજીએ પુષ્કળ પૈસો લઈ દોસ્તઅલીના છોકરા **સફદરઅલીને** આર્કટનો નવાબ ઠેરવી તેને ખંડણી આપતો કીધો. પછી સફદરઅલીની મદદ લઈ મરેઠાઓએ ત્રિચિનોપલીને ઘેરો ઘાલ્યો, અને ચંદાસાહેબને કેદ કરી તેને સતારે લઈ ગયા. ૧૭૪૧. સને ૧૭૪૨માં સફદરઅલીને તેના સાળા મુરતઝાઅલીએ મારી નાખ્યો, અને તેની ગાદીનો વારસ તેનો ન્હાનો છોકરો મહમ્મદખાન થયો. આ વખતે આખા કર્ણાટકમાં અંધાધુંધી ચાલતી હતી. તેનો લાભ લઈ નિઝામે ચ્હડેલી ખંડણીનો દાવો કીધો, અને ત્યાં બંદોબસ્ત કરી પોતાના એક અમલદાર નામે **અન્વરૂદ્દીનને** રાજ્યરક્ષક નીમ્યો. ૧૭૪૩. એજ વરસમાં તે બાળક નવાબને મારી નાખી અન્વરૂદ્દીન કર્ણાટકનો નવાબ થયો, અને એને નિઝામે કબૂલ રાખ્યો.

**કર્ણાટકમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઈ.**—ડૂપ્લેના હાથમાં કુલ સત્તા આવી કે તેણે અંગ્રેજોને કહાડી હિંદુસ્તાનમાં ફ્રેંચ રાજ્ય સ્થાપવું એવો વિચાર કીધો. એ અરસામાં યુરોપમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઈ ચાલી તેથી ડૂપ્લેને તક મળી. એણે લાબોર્ડોનેઈને મદ્રાસ ઘેરો ઘાલવા મેકલ્યો; અંગ્રેજનું લશ્કર થોડું હોવાને લીધે તે શેહેર ફરેંચોને હાથ આવ્યું ૧૭૪૬, પણ લાબોર્ડોનેઇને અંગ્રેજોએ લાંચ આપી તેથી તેણે તે શેહેર પાછું આપી દેવાનું કબૂલ કીધું. ડૂપ્લેએ એ વાત મંજૂર નહીં કીધી છતાં લાબોર્ડોનેઈ એકદમ કરાર કરી મોરિસ્યસ ચાલ્યો ગયો. લાબોર્ડોનેઈના કીધેલા કરાર ડૂપ્લેએ મંજૂર રાખ્યા નહીં, અને મદ્રાસ જઈ અંગ્રેજી કેદીઓને પોન્ડિચરી મોકલી દીધા. હવે વચન પ્રમાણે એન્વરૂદ્દીને મદ્રાસ માગ્યુ ત્યારે ડૂપ્લેએ તેને ના કહી. નવાબે પોતાના છોકરાને લશ્કર આપી મોકલ્યો. પણ તેમાં તે ફાવ્યો નહી, તેથી તે અંગ્રેજ સાથે મળી ગયો. સન ૧૭૪૮માં ફ્રેંચોએ કદલોર ઉપર હૂમલો કીધો. પણ મેજર લોરેન્સે તેનું બ્હાદુરીથી રક્ષણ કીધું. એજ વરસમાં અંગ્રેજોએ પોન્ડિચરીને ઘેરો ઘાલ્યો. પણ ડૂપ્લેની બ્હાદુરી અને ચતુરાઇ આગળ તેઓ ફાવી શકયા નહીં, અને ઘેરો ઉઠાવવો પડયો. હવે યૂરોપમાં ફ્રેંચ અને અંગ્રેજ વચ્ચે સલાહ થઈ તેથી હિંદુસ્તાનમાં પણ તેમ કરવાની જરૂર પડી તેથી સૌ સૌના મુલક પોતપોતાને હાથ આવ્યા.

એજ વરસ (૧૭૪૮)માં, તંજાવરના રાજા શાહૂજીને તેના ભાઇ પ્રતાપસિંગે પદભ્રષ્ટ કીધો. તેણે અંગ્રેજ લોકોને કહ્યું કે જો તમે મને ગાદી પાછી અપાવો તો હું તમને દેવિકોટાગઢ આપું; અંગ્રેજે કબૂલ કીધું અને તેને ઘેરો ઘાલ્યો. આથી પ્રતાપસિંગે ગભરાઇ અંગ્રેજોને કહ્યું કે જો તમે મને ગાદી

ઉપર રહેવા દો તો તે ગઢ હું તમને આપું. અંગ્રેજોએ શાહૂજીનો પક્ષ છોડી દીધો, અને દેવિકોટા રાખ્યું. શાહૂજીને ચાર હજારનું વર્ષાશન મળ્યું

એજ વરસ (૧૭૪૮)માં દક્ષિણનો સૂબેદાર ઘરડો નિઝામ-ઉલ્મુલ્ક ૧૦૪ વરસની ઊમ્મરે મરણ પામ્યો; તેનો વડો દીકરો દિલ્હીમાં હતો તેણે સૂબેદારી લેવાની ના કહી તેથી તેનો પૌત્ર મુજફ્ફરજંગ વારસ થયો; પણ મરનાર નિઝામનો બીજો પુત્ર નાસિરજંગ જે મુજફ્ફરજંગનો કાકો હતો. તેને હાથ ફોજ તથા ખજાનો હોવાને લીધે તે ગાદી પચાવી પડયો. આથી મુજફ્ફરજંગ અને નાસિરજંગ વચ્ચે વાંધો ઉઠયો. મુજફ્ફરજંગની હિમ્મત ન ચાલી તેથી તે મરેઠાની મદદ માગવાને સતારે ગયો. અને ત્યાં ચંદાસાહેબ જે કેદમાં હતો તેની સાથે દોસ્તિ બાંધી. બન્નેએ મળી ડૂપ્લેને કાગળ લખ્યો. તેણે મરેઠાઓને સાત લાખ રૂપીયા આપી ચંદાસાહેબને કેદમાંથી છોડવ્યો. અને બૂસીને લશ્કર આપી તેઓની મદદે મોકલ્યો. પ્હેલાંતો ત્રણે મળી કર્ણાટકની ગાદી પચાવી પાડનાર અન્વરૂદ્દીનની ખબર લીધી; અંબૂર આગળ યુદ્ધ થયું (૧૭૪૯). તેમાં તે તથા તેનો વડો છોકરો હાર્યા અને કપાઈ ગયા; ચંદા સાહેબે આર્કટ લીધું. અને કર્ણાટકનો નવાબ થયો, અને મુજફ્ફરજંગ દક્ષિણનો સૂબેદાર થયો. પણ આ ફતેહ ઝાઝી વાર ચાલી નહીં. અન્વરૂદ્દીનનો ન્હાનો છોકરો માહુમ્મદઅલી જે ન્હાસીને ત્રિચિનોપલીમાં ભરાયો હતો. તેણે અંગ્રેજની મદદ માંગી. આથી બે પક્ષ બંધાયા; એક તરફ મુજફ્ફરજંગ, ચંદાસાહેબ અને ફ્રેંચ; અને બીજી તરફ માહુમ્મદઅલી, નાસિરજંગ અને અંગ્રેજ. કેટલીક ભારે લડાઈઓ થઈ, તેમાં કોઈ વખત નાસિરજંગ ને કોઈ વખત મુજફ્ફરજંગ જીતતા; વારાફરતી દક્ષિણની

સુબેદારી લેતા; પણ આખરે તેઓ બન્ને માર્યા ગયા, ત્યારે બૂસીએ ખરડા નિઝામના ન્હાના છોકરા સલાબતજંગને ઔરંગાબાદ લઇ જઈ દક્ષિણનો સુબેદાર બનાવ્યો, ૧૭૫૧; ચંદાસાહેબ કર્ણાટકનો નવાબ કાયમ રહ્યો. આ વખતે ડૂપ્લે અને બૂસીના હાથમાં દક્ષિણની પૂર્ણ સત્તા હતી. જે ઠેકાણે નાસિરજંગ કપાઈ ગયો, તે ઠેકાણે ડૂપ્લેએ એક જયસ્તંભ ઉભો કીધો, અને એક શેહેર બાંધ્યું તેનું નામ ડૂપ્લે-ફતેહ આબાદ પાડયું.

આપણે ઉપર કહી ગયા કે મહુમ્મદઅલી અને અંગ્રેજ બન્ને દોસ્તદાર હતા, અને મહુમ્મદઅલી ત્રિચિનોપલીમાં હતો. એ શેહેરને ચંદાસાહેબ અને ફ્રેંચોએ ઘેરો ઘાલ્યો. અને તે શેહેર તાબે થવાની તૈયારીમાં હતું. એ બીના અંગ્રેજ અને મહુમ્મદઅલીને છેક નિરાશ કરનારી હતી; પણ તેઓને સારે નસીબે રોબર્ટ કલાઈવ આવ્યો તેથી તેઓનું નસીબ ફર્યું. પચીસેક બરસનો જુવાન ૧૭૪૪માં કંપનીના મ્હેતા તરીકે હિંદુસ્તાનમાં આવેલો. પણ એ નોકરી તેને પસંદ પડી નહીં તેથી તે લશ્કરમાં દાખલ થયો. એણે વિચાર કીધો કે ચંદાસાહેબ ત્રિચિનોપલીના ઘેરામાં રોકાયલો છે તેથી તેની રાજધાની આર્કટ ઉપર હમલો કરીશું તો ત્રિચિનોપલીનો છુટકારો થશે. એ વિચાર તેણે મદ્રાસના ગવર્નર મિ૦ સોન્ડર્સને કહ્યો; તે તેને પસંદ પડયો. તેથી કલાઇવ લશ્કર લઇ આર્કટ ગયો અને તે શેહેર લીધું. આ વાતની ખબર ચંદાસાહેબને પડતાં વારને તેણે પોતાના દીકરા રાજા સાહેબને એક મ્હોટું લશ્કર આપી આર્કટમાંથી કલાઈવને કહાડવાને મોકલ્યો. તેણે આવી આર્કટને ઘેરો ઘાલ્યો ૧૭૫૧. પણ કલાઇવે તેને ફાવવા દીધો નહીં. રાજાસાહેબે કલાઈવને લાંચ આપવા માંડી, પણ તેને તિરસ્કારથી તરછોડી નાખ્યો. ગુતીનો મરેઠી

સરદાર મોરારિરાવ કલાઈવની ફતેહ જોઈ તેની સાથે મળી ગયો: મિ૦ સોન્ડર્સે જોઈતી મદદ મોકલી તેથી. રાજાસાહેબે છેક હિમ્મત હારી ઘેરો ઉઠાવ્યો. વળી એ અને એના ફ્રેંચ મળતીયાઓ આર્નિ આગળ ૧૭૫૧ માં અને કાવેરીપાક આગળ ૧૭૫૨ માં હાર્યા. તુરતજ કલાઇવે ડુપ્લેના જયસ્તંભનો અને ડુપ્લે-ફતેહ-આબાદ શેહેરનો નાશ કર્યો. એવામાં લોરેન્સ નામે અંગ્રેજ સરદાર ઈંગ્લંડથી પાછો આવ્યો; એ અને કલાઇવ ત્રિચિનોપલી જેમાં મહમ્મદઅલી ઘેરાયલો હતો. અને જેને ચંદાસાહેબે ઘેરો ઘાલ્યો હતો તે ઘેરો ઉઠાવવાને ત્યાં ગયા. તંજાવરની ફોજ તેમની મદદે આવી; અહીં ભારે લડાઈઓ થઇ તેમાં ચંદાસાહેબ માર્યો ગયો, અને ફ્રેંચ લશ્કર શ્રીરંગમ આગળ અંગરેજને તાબે થયું, ૧૭૫૨. આથી ડુપ્લેની બધી ધારણા રદ ગઇ.

ચંદાસાહેબના મરણથી લડાઇનો અંત આવ્યો નહીં. મહમ્મદઅલીએ પોતાના મળતીયા તંજાવરના રાજા પ્રતાપસિંગ, મહેસૂરના નંદરાજ અને હૈદર. અને મરેઠા સરદાર મોરારિરાવ, એઓની સાથે જે શરતો કીધી હતી તે પ્રમાણે તે ચાલ્યો નહીં તેથી. તેઓ ફ્રેંચો સાથે મળી ગયા. આથી ડુપ્લેને પાછી હિમ્મત આવી. તેણે અંગ્રેજ સામું એક લશ્કર મોકલ્યું. બાહુર આગળ યુદ્ધ થયું. તેમાં અંગ્રેજનો સરદાર લોરેન્સ જીત્યો, અને કલાઈવે કોવેલોંગ તથા ચિંગલપટ લીધાં, ૧૭૫૨. એ પછી કલાઇવ ઇંગલંડ ગયો. સને ૧૭૫૪માં ફ્રેંચ અને તેના મળતિયાઓએ ત્રિચિનોપલીને ઘેરો ઘાલ્યો, પણ લોરેન્સે તેઓને હરાવ્યા. આ હારોથી કંટાળીને ફ્રેંચ સરકારે ડુપ્લેને બોલાવી લીધો. અને તેની જગોએ ગોડ્યુને મોકલ્યો. એણે સલાહ કરી લડાઈનો અંત આણી મહમ્મદઅલીને કર્ણાટકનો નવાબ કબૂલ રાખ્યો, ૧૭૫૫,

પણ પાછો વિરોધ જાગ્યો. સને ૧૭૫૬માં ક્લાઇવને મદ્રાસનો ગવર્નર ઠેરવી ઈંગ્લંડથી પાછો મોકલ્યો; એની મદદે વોટસન વ્હાણનો મ્હોટો કાફલો લઈ આવ્યો. પણ બંગાળેથી સમાચાર આવ્યા કે ત્યાંના સૂબેદારે ત્યાંના અંગરેજોને ગોંધી મારી નાખ્યા, તેથી તેને બંગાળે જવું પડ્યું. હવે ફ્રેંચ સરકારે અંગરેજની સાથે લડવા લાલીને મોકલ્યો. તેણે આવતાં વારને અંગરેજોનો સેન્ટ ડેવિડ કિલ્લો લઈ મદ્રાસને ઘેરો ઘાલ્યો. પણ અંગરેજની મદદે વ્હાણનો એક મ્હોટો કાફલો આવ્યો તેથી એને ઘેરો ઉઠાવી પોન્ડિચરી ચાલ્યાં જવું પડ્યું, ૧૭૫૯. હવે અંગરેજનો સેનાપતિ કર્નલ આયર કૂટ ઈંગ્લંડથી મ્હોટું લશ્કર લઈ આવ્યો. લાલીએ ઔરંગાબાદમાંથી બૂસીને પોતાની મદદે બોલાવી અંગ્રેજના શેહેર વાન્દિવાશને ઘેરો ઘાલ્યો. અહીંયાં લડાઈ થઈ તેમાં ફ્રેંચો તદ્દન હાર્યા અને બૂસી કેદ પકડાયો. ૧૭૬૦. ફ્રેંચના તાબાનાં શેહેરો એકપછી એક અંગરેજને તાબે થયાં. સને ૧૭૬૧માં કૂટે પોન્ડિચરી પણ લીધું, પણ બે વરસ રહી ફ્રેંચોને પાછું આપ્યું. લાલીને કેદ કરી મદ્રાસ મોકલી દીધો. એ છૂટ્યા પછી પેરિસ ગયો. ત્યાં એને ફ્રાંસની સરકારે ગર્દન માર્યો, ૧૭૬૬. આથી ફ્રાંસની સત્તા તદ્દન નાબુદ થઈ અને ફ્રેંચ ઈસ્ટ ઈન્ડિયા કમ્પનીનો અંત આવ્યો, ૧૭૬૯. હાલ હિંદુસ્તાનમાં ફ્રાંસને તાબે પાંચ શેહેર છે. પોન્ડિચરી, યેનોન, કારીકલ, માહી અને ચંદ્રનગર.

**બંગાળામાં ક્લાઈવે બ્રિટિશ રાજ્યસત્તાની સ્થાપના કીધી.**— બારમા મુગલ પાદશાહ મહમ્મદશાહના નબળા રાજ્યમાં તેની સત્તાનીચેના ઘણા પ્રાંતો સ્વતંત્ર થયા. તેમાં બંગાળા, બહાર, અને ઓરિસ્સાની નવાબી અલિવર્દીખાન પચાવી પડ્યો, અને સ્વતંત્ર સત્તા ધારણ કીધી. સને ૧૭૫૬માં એ નવાબ મરણ પામ્યો;

ને એની પછી એનો પૌત્ર સુરાજ-ઊદ્દૌલા નવાબ થયો. એ ક્રૂર અને વિષયી હતો. એ પોતાની હિંદુ પ્રજા ઉપર ઘણોજ જુલમ કરતો. એણે ધાકાના ગવર્નર રાજવલ્લભની દોલત લુટી લેવાનો વિચાર કીધો; એ ઉપરથી રાજવલ્લભનો છોકરો કૃષ્ણદાસ પોતાના બાપની દોલતનો મ્હોટો ભાગ લઈ કલકત્તે ન્હાસી આવ્યો. એ વાતની ખબર સુરાજ-ઉદ્દોલાને પડી તે ઉપરથી તેણે અંગ્રેજોને હુકમ લખ્યો કે કૃષ્ણદાસને મને સ્વાધીન કરો. કલકત્તાના ગવર્નર મી૦ ડ્રેકે હુકમ માન્યો નહીં. આથી નવાબે ગુસ્સે થઈ કાસિમ બજારમાં અંગ્રેજની કોઠી લુટી તેઓના અમલદારોને કેદ કરી લશ્કરને કલકત્તા ઉપર એકદમ ચ્હડાઇ કરવાનો હુકમ કીધો, ૧૭૫૬; અંગ્રેજમાં એનો અટકાવ કરવાની તાકાદ નહીં હતી તેથી તેઓએ પોતાનાં બૈરાં છોકરાંને વ્હાણપર ચ્હડવી દીધાં, ને છેલ્લે ગવર્નર પણ ત્યાં નાઠો. પણ ૧૪૬ કિલ્લેદાર પકડાયા એઓને મ્હોરેગીરોએ એક વખારની ૧૮ ફુટ ચોરસ અંધારી ઓરડીમાં ગોંધ્યા. તરસ લાગવાથી અને હવાના બંધ થવાથી તેમાંથી સૂરજ ઉગતે માત્ર ૨૩ જણ જીવતા નિકળ્યા. આ કામમાં નવાબ સામેલ નહોતો, પણ જયારે એ વાત એણે જાણી ત્યારે એ દલગીર ન થતાં અંગ્રેજના ખજાનાની ખોળ કરવા લાગ્યો !!

આ સમાચાર મદ્રાસ પ્હોંચતાં વારને કલાઇવ અને વોટસન લશ્કર લઇ કલકત્તે આવ્યા. એઓએ કલકત્તા અને હૂગલી પાછાં લીધાં. પછી કલાઈવે વેર લેવાનું બંધ પાડી નવાબ જોડે ફરેબ લગાવી સલાહ કીધી. એજ વરસ (૧૭૫૬)માં કલાઇવે ફ્રેંચોનું ચંદ્રનગર લઇ તેઓની સત્તા નરમ પાડી.

હવે નવાબની હિંદુ રૈયત તેની નઠારી ચાલથી બતીસે કંટાળી ગઇ હતી તેથી તેનો ઘાટ ઘડવાનો વિચાર થયો. તેનો

ખજાનચી રાયદુર્લભ, તેનો સેનાપતિ મીરજાફર, અને મુર્શિદાબાદનો જગત્ શેઠ એઓએ મસલત કીધી કે સુરાજઉદ્દૈલાને પદભ્રષ્ટ કરી મીર જાફરને નવાબ બનાવવો. જ્યારે કલાઇવને આ વાતની ખબર પડી ત્યારે તે સામેલ થયો, એવી શરતે કે સુરાજઉદ્દૈલાથી અંગ્રેજોને થયલાં નુકસાનનો બદલો મીર જાફરે આપવો. કાવતરાંખોરોમાંના દરેકને માટે અમુક રકમ ઠરાવી. અને દસ્તાવેજ થતો હતો તેવામાં અંગ્રેજનો દલાલ અમીચંદ જે તેમાં સામેલ હતો, તેણે કહ્યું કે નવાબની ત્રીજોરીમાંથી જેટલા રૂપીઆ મળે તેમાંથી ત્રીસ લાખ. અને સઘળા ભાગમાંથી સેંકડે પાંચ ટકા દલાલી મને મળે એ વાત દસ્તાવેજમાં દાખલ કરવી જોઇએ. નહીં તો હું એ બધી વાત સુરાજઉદ્દૌલા આગળ ફોડી દઇશ. આ વાત દાખલ કરવાની બધાની મરજી ન્હોતી. પણ જો એ વેળા અમીચંદનું મન ન મનાવાય તો બધી વાત ફૂટી જાય. ખંધા કલાઇવે એક યુક્તિ રચી. બે દસ્તાવેજ બનાવ્યા. લાલ કાગળ ઉપર જુઠો, તેમાં એ શરત દાખલ કીધી; અને સપેત કાગળ ઉપર સાચો; તેમાં એ શરત દાખલ કીધી નહીં. જુઠા દસ્તાવેજ ઉપર ઉવૉટસને સહી કરવાની ના કહી તેથી કલાઈવે તેના નામની જુઠી સહી કરી!! બધું કાવત્રું પાકીને તૈયાર થયું એટલે કલાઇવે નવાબને લખ્યું કે હમારૂં થયલું નુકસાન એકદમ ભરી આપવું; નહીં તો તમારા ઉપર લશ્કર લઇને આવશું. એ જાણી સુરાજાઊદૌલાએ મોટું લશ્કર તૈયાર કીધું, અને પ્લાસીના રણમાં આવી ઉભો. કલાઇવ પણ લશ્કર લઈ સામો ગયો. લડાઇ ચાલતી હતી તેવામાં બાવલો નવાબ ગભરાયો અને નાઠો. લાગ જોઇ મીર જાફર કલાઇવની સાથે ભળી ગયો. આખરે કલાઇવે પૂર્ણ જય મેળવ્યો, ૧૭૫૭. સુરાજાઊદૌલાને મીર જાફરના છોકરા મીરાને

મારી નાખ્યો. કરાર પ્રમાણે મીર જાફરને બંગાળા. બહાર, અને ઓરિસ્સાનો નવાબ બનાવ્યો. તેણે સવાબે કરોડ ને વીસ લાખ રૂપીયા અંગ્રેજ કંપનીને આપવા કબૂલ કીધા હતા. પણ ત્રિજોરીમાંથી રૂપીયા અને જરીયાન મળી માત્ર દોઢ કરોડનું નિકળ્યું તેમાંથી એક કરોડ ને દસલાખ જેટલું અંગરેજને આપ્યું, અને બાકીનું ત્રણ વર્ષમાં પૂરા કરી આપવાનું મીર જાફરે કબૂલ કીધું. અમીચંદને કંઈજ મળ્યું નહીં તેથી તેનું કાળજું ફૂટકી ગયું. આ ફતેહની અસર એ થઇ કે અંગરેજને બંગાળાનું (અને પાછળથી હિંદુસ્તાનનું) રાજ્ય મળ્યું. કલાઈવિના આ ફતેહના સમાચાર વિલાયત પ્હોંચ્યા ત્યાં તેને શાબાસી મળી, અને તેને કલકત્તાનો ગવર્નર નીમ્યો.

સને ૧૭૫૯માં બીજા આલમગીરનો વડો શાહજાદો અલીગૌહર બીજા શાહઆલમનું નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો. એણે અયોધ્યાના નવાબ સાથે સંપ કરી મીર જાફરને ગાદી ઉપરથી ઉઠાડવાને બંગાળા ઉપર સ્વારી કરી. પણ મીર જાફરે અંગરેજના સરદાર કર્નલ કાલીઅડની મદદથી બીજા શાહ આલમને પટના આગળ હરાવ્યો.

હવે અંગરેજનું ઉપરીપણું મીર જાફરથી ખમાયું નહીં; એણે વલંદા લોકોની મદદ લીધી. ચિન્સુરા આગળ યુદ્ધ થયું તેમાં અંગ્રેજનો સરદાર કર્નલ ફ્રેર્ડ જીત્યો. ૧૭૫૯. સને ૧૭૬૦માં ક્લાઈવ ઇંગલંડ ગયો, અને એની જગોએ વાન્સિટાર્ટ થયો, તેણે ખજાનો ખાલી, અને મીર જાફરે કબુલેલું નાણું તેનાથી અપાતું નથી, તે જોઈ તેને તે ગાદી ઉપરથી ઉઠાડીને તેના જમાઇ મીર કાસિમને નવાબ કીધો. એ બદલ તેણે અંગ્રેજને બર્દવાન, મીદનાપુર, અને ચીતાગાંમ આપ્યાં, ૧૭૬૦. હવે અયોધ્યાના નવાબ શુજાઉદ્દૌલા-

ની મદદ લઈ બીજો શાહઆલમ મીર કાસિમને પદભ્રષ્ટ કરના આવ્યો. પાછું પટના આગળ યુદ્ધ થયું, તેમાં અંગરેજનો સરદાર કર્નલ કારનાક જીત્યો; અને પાદશાહે મીર કાસિમને બંગાળા, બહાર, અને ઓરીસાનો નવાબ કબુલ કીધો, ૧૭૬૧.

જ્યારે મીર કાસિમ નવાબ થયો ત્યારે તેણે કંપનીના માલ ઉપરનું દાણ માફ કીધું, અને બીજા અંગ્રેજ વેપારીઓએ દાણ ભરવું એવું ઠેરવ્યું; તે કંપનીને પાલવ્યું નહીં; કંપનીએ વેપારના સઘળા હક પોતાનેજ માટે ગણેલા તેથી દેશીઓનો વેપાર તદન ડુબ્યો; વસુલાતમાં ખાધ પડી; એ ઉપરથી મીર કાસિમે બધા લોકને દાણની માફી કરી. આથી કંપની ખીજવાઈ, અને લડાઈ શરૂ થઈ. ૧૭૬૩. નવાબના નોકરોએ અંગરજી માલની હોડીઓ અટકાવી એટલે એલિસની સરદારી હેઠળના પટનામાંના અંગ્રેજોએ તે શેહેર કબજ કીધું. મીર કાસિમના માણસોએ તેઓને કેદ પકડીને શેહેર પાછું લીધું, અને તેમાંના દરેક અંગ્રેજને પકડી કેદ કીધા. આ ઉપરથી કલકત્તાની સભાએ મીર કાસિમને ઉઠાડી મૂકી પાછી મીર જાફરને ગાદી આપી. એથી ટંટો વધ્યો. ઘેરીઆ આગળ યુદ્ધ થયું, ૧૭૬૩. તેમાં નવાબ હાર્યો. મોંગીર અંગરેજોએ લીધું, અને મીર કાસિમ પાસે એકલું પટના રહ્યું. અત્યાર સુધી મીર કાસિમે કાંઈ પણ ગેરવાજબી કીધું ન્હોતું. પણ એણે પટનામના ૧૪૮ અંગ્રેજને મારી નાખ્યા તેથી અંગ્રેજી લશ્કરે તે શેહેર ઉપર હુમલો કરી પોતાને કબજે લીધું, ૧૭૬૩. મીર કાસિમ અયોધ્યાના નવાબ શુજાઉદ્દૌલા પાસે ગયો; એ બેએ મળી દિલ્હીના પાદશાહ બીજા શાહઆલમ સાથે સંપ કીધો, અને એ ત્રણે પટના ઉપર ચઢી આવ્યા. પણ અંગ્રેજી લશ્કરે તેઓને હરાવી કહાડયા. એ ઉપરથી તેઓએ બકસર આગળ મુકામ કીધો.

અહીં ભારે લડાઈ થઇ, તેમાં અંગ્રેજનો સરદાર મન્રો જીત્યો. આથી શાહઆલમ અને શૂજાઉદ્દૌલા અંગ્રેજને નમ્યા. થોડા માસ પછી શૂજાઉદ્દૌલાએ પાછી બાથ ભીડી; મલ્હારરાવ હોલ્કરની મદદ લીધી; પણ કાલ્પી આગળ અંગ્રેજના સરદાર કારનાકે એને હરાવ્યો. ૧૭૬૪. બીજે વરસે ક્લાઈવ ઇંગ્લંડથી પાછો આવ્યો, અને શાહઆલમ અને શુજાઉદ્દૌલા સાથે કરાર કીધા.—શુજાઉદ્દૌલાને અયોધ્યા પાછું આપ્યું; કોરા ને અલાહબાદ શાહઆલમને આપ્યાં, અને શાહઆલમે અંગ્રેજોને બંગાળા. બ્હાર, અને ઓરિસાની દીવાની આપી. અંગ્રેજોએ તે બદલ દર વરસ છવીસ લાખ રૂપીયા આપવા કબૂલ કીધા; બંગાળાના નવાબને મ્હોટું પેન્શન કરી આપ્યું, ૧૭૬૫. આ રીતે અંગ્રેજી રાજ્યની સ્થાપના થઇ.

હવે ક્લાઇવ મ્હોટા સુધારા કરવા પાછળ મંડ્યો. કંપનીના નોકરોને નજરાણા લેવાની મના કરી; કંપનીના નોકરોને ખાંહનો વ્યાપાર કરતા અટકાવ્યા; અને તે બદલ તેઓના પગારમાં વધારો કરી આપ્યો. બેવડું ભથ્થું લશ્કરી નોકરોને મળતું હતું તે બંધ કરી ખરચ ઘટાડ્યો. એ પછી તે ૧૭૬૭માં પાછો ઈંગ્લંડ ગયો. ત્યાં તેને ઘણી આબરૂ મળી. એ ૧૭૭૪માં મરણ પામ્યો.

## પ્રકરણ ૬ ઠું.

### મ્હૈસુરનું રાજ્ય.

સને ૧૫૬૫માં વિજયનગરની ગાદી તૂટી ત્યાર પછી મ્હૈસુરના ખંડીયા રાજાએ સ્વતંત્ર કહેવડાવ્યું; મરેઠા, નિઝામ, અને કર્ણાટકના નવાબે ઘણાઓ હૂમલા કીધા, પણ તેઓનું કંઇ ચાલ્યું નહીં; પણ ૧૭૬૧માં રાજાના સરદાર હૈદરે, રાજાને અને તેના

પ્રધાન નંદરાજને કહાડી પોતે મ્હોટો લશ્કરી અમલદાર થઈ પડયો. એ હૈદર એક પંજાબી ફકીરનો છોકરો હતો. એ દશ વર્ષનો હતો ત્યારે એનો બાપ જેણે લશ્કરમાં નોકરી લીધી હતી તે મરણ પામ્યો. લશ્કરી ચાકરીનો હૈદરને કંટાળો હતો તે છતાં તેણે તે ૨૭ વર્ષની ઉમ્મરે કબૂલ કીધી હતી. નંદરાજે તેને એક પાયગા આપીને તે વધારવાની રજા આપી. એણે ઘણાક લૂટારૂઓને એકઠા કરી મ્હોટું લશ્કર ઉભું કીધું. નંદરાજે ખુશી થઇ તેને ડિંડીગલ પ્રાંતની ફોજદારી આપી. ત્યાં તેણે લશ્કર અને માણસ પુષ્કળ એકઠાં કીધાં. પછી ૧૭૬૧માં તે શ્રીરંગપટ્ટણ ગયો, અને રાજાને કહાડી તેને ત્રણ લાખનું અને નંદરાજને એક લાખનું વર્ષાસન કરી આપી પોતે ત્યાંનો સુલતાન થયો. ૧૭૬૩માં એણે બેડનોર ઉપર ચ્હડાઈ કરી તે લૂટયું. અને ત્યાંથી એને એટલું દ્રવ્ય મળ્યું કે તે વડે એનો જલદીથી ઉદય થયો. આ માધવરાવ પેશ્વાથી ખમાયું નહીં. તેથી તે મ્હોટું લશ્કર લઇ એના સામો ગયો. અને એને હરાવીને એની પાસે બત્રીસ લાખ રૂપીયા કહડાવ્યા. ૧૭૬૫. સને ૧૭૬૬માં હૈદરે મલબાર કિનારા ઉપર ચ્હડાઈ કરી, અને કલીકટ લીધું, અને ત્યાંનો રાજા કેદ થવાની બ્હીકે પોતાના મ્હેલમાં બળી મુઓ.

**પ્હેલો મ્હૈસુર વિગ્રહ,** (૧૭૬૬–૬૯).–હૈદરનું જોર એટલું વધ્યું કે તેથી આસપાસના રાજ્યોને ડર લાગ્યો. પેશ્વાએ અને નિઝામે એનું જોર નરમ પાડવાને સંપ કીધો. તેમાં નિઝામના પેટામાં ભરાઇ અંગ્રેજ સામેલ થયા. એ વાત માધવરાવ પેશ્વાને ગમી નહીં તેથી પોતે એકલો કૃષ્ણા નદી ઓળંગી હૈદરના રાજ્યમાં લૂટફાટ કરવા લાગ્યો. તેની આગળ હૈદરનું કંઈ ચાલ્યું નહીં તેથી તેને લાંચ આપી વિદાય કીધો. નિઝામને પણ

લાંચ આપી એટલુંજ નહીં પણ અંગ્રેજની મિત્રાચારી તોડાવી પોતે તેની મદદ લઈ અંગ્રેજ સામો લડવા નિકળ્યો. બે લડાઈ થઈ, **ચંગામ** અને **ત્રીનોમાલી** આગળ,–બન્નેમાં અંગ્રેજ **સરદાર** કર્નલ **સ્મિથ** જીત્યો, ૧૭૬૭. બીજે વરસે અંગ્રેજના બંગાળાના લશ્કરે નિઝામના રાજ્ય ઉપર ચ્હડાઇ કીધી. તેથી નિઝામ હૈદરના પક્ષમાંથી ખસ્યો. એજ વરસમાં અંગ્રેજે મંગલૂર અને હોનાવાડ લીધાં, પણ તરતજ હૈદરે તેઓને તેમાંથી ન્હસાડયા. હવે કર્નલ સ્મિથે કર્ણાટકમાં એવી તો જબરી લડાઈ ચલાવી કે હૈદરને સલાહ કરવાની મરજી થઈ, પણ મદ્રાસ સરકારને તે ગમ્યું નહીં. હવે કર્નલ સ્મિથની પછી કર્નલ **વુડ** આવ્યો. એ નબળો હોવાથી હૈદરે દહોડ મહિનામાં પોતાનો ગયલો મુલક પાછો સર કીધો. એ ઉપરથી સ્મિથ પાછો આવ્યો. પણ હૈદર તેની નજર ચુકવી મદ્રાસ સુધી વધ્યો. તેથી મદ્રાસ સરકારે ગભરાઇને હૈદરની મરજી પ્રમાણે સલાહ કરી. એવી બન્ને પક્ષો લડાઇ અગાઉ જે સ્થિતિમાં હતા તે સ્થિતિમાં રહ્યા, અને દુશ્મન ચ્હડી આવે તો એક બીજાને લડાઇમાં મદદ કરવી. ( મદ્રાસના કરાર. )

હૈદરને હવે મરેઠા સાથે લડવું પડયું. ત્રિંબકમામા તેઓનો સરદાર હતો. ચેરકુલી આગળ યુદ્ધ થયું તેમાં હૈદર હાર્યો, અને શ્રીરંગપટ્ટણમાં ઘેરાઈ ગયો, ૧૭૭૨. હૈદરે અંગ્રેજની મદદ માંગી પણ તેઓએ આપી નહીં તેથી મરેઠાને ૩૬ લાખ રૂપીયા અને કેટલોક મુલક આપી, અને ૧૪ લાખની દર વરસ ખંડણી આપવી કબૂલ કરી વિદાય કીધા. હૈદર આ વાતનો દંખ મનમાં રાખી રહ્યો, અને તેનું વેર ૧૭૮૦માં લીધું.

માધવરાવ પેશ્વાના મરણ પછી મરેઠી રાજ્યમાં અંધેર જોઇ હૈદરે કુર્ગ પ્રાંત જીતી લીધો ૧૭૭૨, અને ત્યાંના લોકો ઉપર

બેહદ જૂલમ ગુજાર્યો; એણે એવો હૂકમ કહાડ્યો કે જે જે સખસો કુર્ગના રેહેવાસીઓના માથાં કાપી લાવશે તેઓને દર માથા દીઠ પાંચ રૂપીઆ ઇનામ આપવામાં આવશે. આથી હૈદરના મ્હોડા આગળ સાતસેં ડોકાંનો ઢગલો વળ્યો!! સને ૧૭૭૮ સુધીમાં જેટલો મુલક એણે મરેઠાઓને આપ્યો હતો તે બધો પાછો લીધો.

સને ૧૭૮૦-૮૪ સુધી બીજો મ્હૈસુરવિગ્રહ ચાલ્યો. (જુઓ પાને ૫૬ મે). ત્યાર પછી ટીપુએ કનેરા અને કુર્ગના રેહેવાશીઓ ઉપર જૂલમ ગુજારી તેઓને મુસલમાન બનાવ્યા. સને ૧૭૮૮માં મલબાર કીનારા તરફ લશ્કર મોકલ્યું ત્યાંના **નાયર** લોકો જેઓ મુસલમાન ન થાય તેઓને મારી નાંખવાનો હૂકમ કીધો. હજારો મુસલમાન થયા. હજારોએ ધર્મને માટે પ્રાણ ખોયા. અને હિંદુઓનાં ૮૦૦૦ દેહેરાં તોડ્યાં. એ પછીના ઇતિહાસ જુઓ પાને ૫૮ મે.

# પ્રકરણ ૭ મું.

## હિંદુસ્તાનના ગવર્નર-જેનરલો.

**૧. વોરન હેસ્ટિંગ્સ**, (૧૭૭૪-૮૫).—ક્લાઈવ હિંદુસ્તાનથી ગયો તે પછી વેરેલ્સ્ટ બંગાળાનો ગવર્નર થયો: એના પછી કાર્ટિઅર થયો, તેણે ૧૭૭૨ સુધી કારભાર ચલાવ્યો. આ બધી બખત બંગાળામાં કમ્પની સરકાર અને નવાબ બન્નેનું રાજ્ય ચાલતું. આથી રાજ્યમાં અન્યાય, લાંચ-રૂશવત, અને ઘણું અંધેર ચાલતું. એ અટકાવવાને કમ્પનીએ સને ૧૭૭૨માં વોરન હેસ્ટિંગ્સને બંગાળાના ગવર્નર કરી મોકલ્યો, અને મળેલા મુલકના દિવાન તરીકે જે સત્તા કમ્પનીના હાથમાં હતી તે બધી એને આપી. હેસ્ટિંગ્સે આવતાં વારને રાજ્યનું સ્થળ મુર્શિદાબાદ બદલી

કલકત્તા કીધું, અને દિવાની તથા ફોજદારી અદાલતો સ્થાપી ને માસમાં તેને માટે કાયદા રચ્યા.

**રોહીલા સાથે લડાઈ ૧૭૭૪.** રોહીલા લોકો અફગાન જાતના હતા, અને તેઓ કાબૂલ અને કંદહારથી હિંદુસ્તાનમાં આવ્યા હતા. સને ૧૭૭૧માં મરેઠા લોકોએ રોહિલખંડ ઉપર ચડાઈ કરી હતી તે વખતે અયોધ્યાના નવાબ શુજાઉદ્દૌલાની મદદ રોહિલાઓએ લીધી હતી. અને તેને પેટે ૪૦ લાખ રૂપીયા આપવાના કહ્યા હતા એવું નવાબનું કેહેવું હતું. સને ૧૭૭૩માં મરેઠાઓ રોહિલખંડ છોડી ચાલ્યા ગયા. પછી નવાબે રૂપીયા માગ્યા ત્યારે રોહિલાઓએ કહ્યું કે હમે કંઇ એવી શરત કીધી ન્હોતી. એ ઉપરથી નવાબે હેસ્ટિંગ્સની મદદથી રોહિલાઓને હરાવી રોહિલખંડ જીતી લીધો. આથી અંગ્રેજ સરકારને ૪૦ લાખ રૂપીઆ અને લડાઈનો બધો ખરચ મળ્યો, ૧૭૭૪.

**રેગ્યુલેટિંગ આક્ટ, અને વારન હેસ્ટિંગ્સ હિંદુસ્તાનનો ગવર્નર-જેનરલ, ૧૭૭૩.** વિલાયતની પાર્લ્યમેન્ટે આ વખતે હિંદુસ્તાનનાં બ્રિટિશ રાજ્યમાં ઘણું અંધેર ચાલતું જોઈ રેગ્યુલેટિંગ આક્ટ નામે એક નવો કયદો રચ્યો. એ ઉપરથી બંગાળાના ગવર્નરને મુંબઈના અને મદ્રાસના ગવર્નરોનો ઉપરી ઠેરવ્યો, અને તેનું નામ ગવર્નર જેનરલ રાખ્યું; તે ગવર્નર-જેનરલની મદદે ચાર માણસની સભા રાખી; અને કલકત્તામાં એક મુખ્ય ન્યાયાધીશ અને તેના હાથ નીચે ત્રણ ન્યાયાધીશો એઓની એક ઉંચાઈની સુપ્રીમ કોર્ટ સ્થાપી. એ આક્ટમાં ખામી એ હતી કે ચારો સભાસદોમાં દરેકની સત્તા હેસ્ટિંગ્સના જેટલી હતી. એ આક્ટની રૂએ હેસ્ટિંગ્સ ગવર્નર-જેનરલ થયો. અને કર્નલ મોન્સન, જેનરલ કલેવરિંગ, મી૦ ફ્રાન્સિસ અને મી૦ બાર્વેલ સભાસદો

ર્યા. પ્હેલા ત્રણને હેસ્ટિંગ્સ સાથે બનતું ન્હોતું તેથી તેઓ જે કરતા તે થતું. આથી લોકોના મનમાં આવ્યું કે હેસ્ટિંગ્સનું હવે કંઇ ચાલતું નથી, તેથી તેના ઉપર તેઓએ તોહોમત મૂકવા માંડયાં, તેમાં નંદકુમાર નામનો બ્રાહ્મણ જે હુગ્લીનો ફોજદાર હતો તેણે જે તોહોમત મૂકયું તે ઘણું ભારી હતું; તે એ કે હેસ્ટિંગ્સે મીર જાફરની વિધવા બેગમ પાસે સાડાત્રણ લાખ રૂપીઆ લાંચ લીધી. એની તપાસ કાઉન્સિલમાં ચાલતી હતી તેવામાં હેસ્ટિંગ્સે નંદકુમાર ઉપર ખોટા દસ્તાવેજનું તોહોમત મૂકયું, અને તેવુંજ એક મોહનપ્રસાદ નામના મ્હોટા વ્હેપારી પાસે મૂકાવ્યું. એની તપાસ સુપ્રીમ કોર્ટમાં ચાલી. સર એલીજા ઈમ્પી તે વખતે મુખ્ય ન્યાયાધીશ હતો તે હેસ્ટિંગ્સનો મિત્ર હતો. તેણે નંદકુમારને ગુન્હેગાર ઠેરવી તેને ફાંસીની શિક્ષા કીધી.

**માધવરાવ નારાયણ છઠ્ઠો પેશ્વા,** (૧૭૭૪-૯૫). આપણે ૪થા પ્રકરણમાં કહી ગયા કે નારાયણરાવના ખૂન પછી નાના ફડનવીસ વગેરેએ તેના ૪૦ દિવસની ઉમ્મરના પુત્ર માધવરાવ નારાયણને પેશ્વાની ગાદી આપી. તેથી નિરાશ થઈ રાઘોબા ન્હાસીને સિંધીયા અને હોલકરની મદદ લેવાને માળવે ગયો, અને ત્યાંથી લશ્કર લઇ સુરત આવી મુંબઈના ગવર્નર મિ૦ હોર્નબીને લખ્યું કે જો તમે મને પેશ્વાઇ પાછી અપાવવામાં મદદ કરો તો હું તમને સાષ્ટિ, મુંબઈની પાસેના બીજા બેટ, વસાઇ વગેરે આપું. એ કરાર મુંબઇ સરકારે કબૂલ રાખ્યા; એને **સુરતના** કરાર કહે છે. ૧૭૭૫. એથી પ્હેલો **મરેઠા** વિગ્રહ થયો, (૧૭૭૫-૮૪).-હવે મુંબાઈ સરકારે રાઘોબાને પૂને લઈ જઇ પેશ્વાની ગાદી અપાવવાને કર્નલ કીટીંગને ૧૫૦૦ માણસોનું લશ્કર આપી સુરત મોકલ્યો, પણ **આરાસના** મેદાનમાં મરેઠાઓએ તેને રોક-

યો, અને લડાઈ થઇ તેમાં તેઓ હાર્યા, ૧૭૭૫. સુરતના કરારની હેસ્ટિંગ્સને ખબર પડી ત્યારે તેણે તે કરાર ગેરવાજબી, વગરસત્તાથી કરેલા અને અંગ્રેજને નુકશાનકારક ઠેરવી કર્નલ અપ્ટનને પૂને મોકલ્યો. તેણે સખારામબાપુ, નાનાફડનવીસ વગેરે સાથે **પુરંધર** આગળ કરાર કીધા, તે એવી શરતે કે અંગ્રેજે રાઘોબાનો પક્ષ છોડી દેવો; પણ સાષ્ટી રહેવા દેવું, ૧૭૭૬. હેસ્ટિંગ્સે હોર્નબીને લખ્યું કે સુરતના કરાર નામંજૂર કીધા છે તેથી તમારે રઘોબાનો પક્ષ છોડી દેવો; તે હુકમને ન ગણકારતા હોર્નબી રાઘોબાના પક્ષનેજ વળગી રહ્યો. મુંબઈ સરકાર અને બંગાળા સરકાર વચ્ચે આમ વાંધો ચાલતો હતો તેથી નાનાફડનવીસે ફ્રેંચોની મદદ માંગી; આ વાતની હેસ્ટિંગ્સને ખબર પડી એટલે તેણે મુંબઇ સરકાર સાથે એકમત થઇ પુરંધરના કરાર રદ કીધા. અને રાઘોબાને પૂને લઈ જવા મુંબઇ સરકારની મદદે લેસ્લીને મોકલ્યો, પણ તે મરણ પામ્યો, ૧૭૭૮. એના પછી કર્નલ ગોડર્ડ લશ્કરનો સરદાર થયો, અને તે ૧૭૭૯ની શરૂઆતમાં સુરત આવી પ્હોંચ્યો. એ અરસામાં કર્નલ ઇગર્ટનની સરદારી હેઠળનું મુંબઇ સરકારનું લશ્કર **વારગામ** આગળ મરેઠાઓએ ઘેર્યું. ગભરાઈને કર્નલ ઈગરટન અને સિંધીયા ને રાઘોબા સાથે હતો તેઓએ કરાર કીધા. તેની શરતો,—બન્ને પક્ષો સને ૧૭૭૩માં જે સ્થિતિમાં હતા તે પ્રમાણે રહે; બંગાળેથી લશ્કર આવતું અટકાવવું; ભરૂચ સિંધીયાને આપી દેવું, અને આ શરતો પળે ત્યાંસુધી બે અંગ્રેજી અમલદારો મરેઠાને સ્વાધીન કરવા. ૧૭૭૯. મુંબઇ સરકારે આ કરાર મંજૂર રાખ્યા નહીં. હવે ગોડર્ડે આગળ વધી અમદાવાદ અને ડભોઈ લીધાં, પણ એવા સમાચાર મળ્યા કે નિઝામ, હાઈદર, અને મરેઠા એકસંપ કરી અંગ્રેજની સામા થવા તૈયાર થાય છે

તેથી તેઓએ ગભરાઇને સાલબાઈ આગળ સલાહ કરી. તેની શરતોઃ-(૧) માધવરાવ નારાયણને પેશ્વા કબૂલ કરવો; (૨) રાઘોબાને ત્રણ લાખનું વર્ષાશન આપવું અને તે તેની ખુશીમાં આવે ત્યાં રહે; (૩) પુરંધરના કરાર અગાઉ જે મુલક જેના તાબામાં હતો તે તેને પાછો મળે, (૪) અંગ્રેજ અને ફીરંગી શિવાય બીજી કોઇ યુરોપી પ્રજાને મરેઠી રાજ્યમાં રાખવી નહીં; (૫) હૈદર અને આર્કટના નવાબે અંગ્રેજનો જીતેલો મુલક તેઓને પાછો અપાવવા મદદ કરવી; (૬) ભરૂચ સિંધીઆને આપવું કારણ તે વારગામના કરાર પછી સારી રીતે વર્ત્યો હતો. ૧૭૮૨.

**બીજો મ્હૈસુર વિગ્રહ,** (૧૭૮૦-૮૪).-સને ૧૭૭૮માં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઇ જાગી. અંગ્રેજોએ ફ્રેંચોનું પોન્ડિચરી લીધું. અને મલબાર કીનારા ઉપરનું તેઓનું માહી બંદર લીધું. એ હાઈદરને ઘણું નુકસાનકારક હતું કારણ ફ્રેંચો મારફત એ બંદરમાંથી હૈદરને યુરોપમાંથી લડવાનો સામાન મળતો. તેથી હૈદરે મરેઠા અને નિઝામને પોતાના પક્ષમાં લઈ લડાઇ શરૂ કરી. ૧૭૮૦માં હૈદરે કર્ણાટક ઉપર હૂમલો કીધો અને અંગ્રેજના ઘણા કિલ્લા લઇ કર્નલ બેલીના લશ્કરને પોલીલોર આગળ કાપી નાખ્યું, અને બેલીને કેદ પકડયો, ૧૭૮૦. આ વાતની ખબર પડતાંજ સર હેક્ટર મન્રો મદ્રાસ ગયો. અને કલકત્તે લખ્યું તે ઉપરથી હેસ્ટિંગ્સે સર આયર કુટને મોટું લશ્કર આપી મોકલ્યો. તેણે પોર્ટોનોવો, પોલીલોર, અને શોલિંગઢ આગળ હૈદરને હરાવ્યો, ૧૭૮૧. આ બીના પછી કુટે મંદવાડને લીધે રાજીનામું આપ્યું. એટલામાં કર્નલ બ્રાથવેઇટનું લશ્કર ટીપુના લશ્કરથી સપડાઇ ગયું; કોલેરૂન નદીના કીનારા આગળ યુદ્ધ થયું તેમાં ટીપુ જીત્યો, ૧૭૮૨. એજ વરસમાં હૈદર મરણ પામ્યો. એ પરાક્રમી,

હિમ્મતવાન અને શૂરવીર હતો. એના પછી એનો છોકરો ટીપુ મ્હૈસૂરની ગાદીએ બેઠો. એણે મદ્રાસ સરકાર સાથે લડાઈ જારી રાખી; આખરે ૧૭૮૪માં અંગ્રેજે કર્નલ ફુલર્ટનની સરદારી હેઠળ એક લશ્કર છેક મ્હૈસુરમાં મોકલ્યું; તેણે ડિંડીગલ, કોઈમ્બટૂર વગેરે કેટલાંક શેહેરો લીધાં. અને શ્રીરંગપટ્ટણ ઉપર લ્હડાઈ કરવા જતો હતો, પણ મદ્રાસ સરકારે ધીરજ ખોઇ મંગલૂર આગળ સલાહ કીધી, તે એવી શરતે કે બન્ને પક્ષે એક બીજાના કેદીઓ છોડી દેવા. અને એક બીજાનો જીતેલો મુલક પાછો આપવો, ૧૭૮૪. આ કરારે મદ્રાસ સરકારને નીચું જોવડાવ્યું.

**બનારસમાં બખેડો, ૧૭૮૦.**—ઉપલી બે લડાઈઓમાં હેસ્ટિંગ્સને ઘણો ખરચ થઈ ગયો હતો તેથી બનારસનો રાજા ચૈતસિંગ જે દર વરસ કમ્પનીને ૨૨॥ લાખ રૂપીયા ખંડણી આપતો હતો, તેની પાસે હેસ્ટિંગ્સે પાંચ લાખ રૂપીયા અને બે હજાર ઘોડેસ્વાર માગ્યા; તે આપવાની તેણે ના કહી તેથી હેસ્ટિંગ્સ તેની પાસેથી જોરજુલમથી લેવાને પોતે બનારસ ગયો. આ ઉપરથી ચૈતસિંગે પોતાની રૈયતને ઉસ્કેરી. હેસ્ટિંગ્સ છેક સપડાઈ ગયો, તેથી ચુનારના કિલ્લામાં નાઠો. એટલામાં હેસ્ટિંગ્સે લશ્કર મંગાવ્યું અને ચૈતસિંગને હરાવ્યો. તે નાઠો તે બનારસ પાછો આવ્યો નહીં. ખંડણીના ૨૨॥ લાખને બદલે ૪૦ લાખ રૂપીયા નક્કી કરી હેસ્ટિંગ્સે તેના ભત્રીજાને ગાદી આપી ૧૭૮૧.

**અયોધ્યાની બેગમો પાસે નાણાં કઢાવ્યાં, ૧૭૮૧.**—પૈસા મેળવવાનો હેસ્ટિંગ્સે બીજો એ ઉપાય કીધો કે અયોધ્યાના નવાબ પાસે એક કરોડ રૂપીયા માગતા હતા; પણ તેના કબજામાં નાણું ન્હોતું તેથી હેસ્ટિંગ્સે બેગમો પાસેથી જોર જુલમથી લેવાની રજા આપી. નવાબે બેગમો પાસેથી ધન લીધું તેમાંથી

બેતેર લાખ કમ્પની સરકારને મોકલ્યા. આ અને બીજાં કેટલાંક ગેરવાજબી કામોને લીધે ઈંગલંડમાં હેસ્ટિંગ્સની સાત વરસ સુધી તપાસ ચાલી, પણ પાર્લ્યમેંટે તેને આખરે છોડી મૂકયો.

**ફોકસ અને પીટના કાયદા.**—ફોકસે એક એવો કાયદો રચ્યો કે હિંદુસ્તાનનું રાજ્ય કમ્પની પાસેથી લઈ ખુદ ઈંગલંડના રાજાની સત્તા નીચે મુકવું, પણ તે મંજુર થયો નહીં, ૧૭૮૩. બીજે વરસે **પીટે** એક કાયદો રચ્યો. તેમાં એવું હતું કે ઇંગ્લંડના રાજાનો નીમેલો પ્રધાન અને એક મંડળી (બોર્ડ ઑવ કંટ્રોલ)ના હાથમાં રાજ્યની સત્તા રહે; તે ગવર્નર-જેનરલને નીમે; ગવર્નર-જનરલથી સ્વરક્ષણના વખત શિવાય લડાઈ અથવા સલાહ થાય નહી; ગવર્નર-જેનરલની સભાના સભાસદો ચારના ત્રણ કરવા; અને તેમાંનો એક હિંદુસ્તાનના લશ્કરનો સેનાધિપતી જોઇએ.

હેસ્ટિંગ્સ ઈંગલંડમાં ૧૮૧૮માં મરણ પામ્યો. એ ઘણો કાબેલ, પ્હોંચેલો, હિમ્મતવાન, અને ખટપટી રાજદ્વારી પુરૂષ હતો.

**લૉર્ડ કોર્નવોલિસ.** (૧૭૮૬-૧૭૯૩).-હેસ્ટિંગ્સના ગયા પછી કૌંસિલના વડા સભાસદ **સર જોન મેકફર્સને** ગવર્નર-જેનરલનું કામ વીસ માસ ચલાવ્યું, પછી લોર્ડ કોર્નવોલીસ આવ્યો. એણે આવતાંવારને મુખ્ય સુધારાનું કામ એ કીધું કે ખાનગી બેપાર તથા લાંચ રૂશવત અટકાવવાને સઘળા સરકારી અમલદારોના પગારમાં વધારો કીધો.

**ત્રીજો મ્હૈસુર વિગ્રહ,** (૧૭૯૦-૯૨).-સને ૧૭૮૯ના ડીસેમ્બરમાં ટીપુએ ત્રાવણકોરના રાજા ઉપર હૂમલો કર્યો. પણ તેમાં તે ફાવ્યો નહીં તેથી ત્રણ માસ સુધી જબરી તૈયારી કરી તેને હરાવ્યો. ત્રાવણકોરનો રાજા અંગ્રેજનો મિત્ર હતો, તેથી લૉર્ડ

કૉર્નવોલિસને વચ્ચે પડવાની જરૂર પડી. હૈદ્રાબાદનો નિઝામ અને નાનાફડનવિસ મદદ આપવાને કબૂલ થયા. અને ૧૭૯૦માં કૉર્નવોલિસ જાતે મદ્રાસ ગયો, અને ૧૭૯૧માં મ્હૈસુર જઈ બંગલૂર લીધું. હવે ટીપુ પોતાની રાજધાનીનું રક્ષણ કરવા ગયો. શ્રીરંગપટ્ટણથી થોડેક દૂર **અરિકેરા** આગળ યુદ્ધ થયું તેમાં ટીપુ હાર્યો. આ વખતે નિઝામ અને મરેઠાની મદદ ન આવી પોંચી તેથી કૉર્નવોલિસને મદ્રાસ પાછા જવું પડ્યું. હવે મરેઠાનો સરદાર હરિપંથ આવી પ્હોંચ્યો. એણે અને કૉર્નવોલિસે આવી કેટલાક કિલ્લા લઇ શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. આથી ટીપુએ ગભરાઈને સલાહ કરી, ૧૭૯૨. તેની શરતો:—ટીપુ પોતાનું અડધું રાજપાટ અને ત્રણ કરોડ રૂપીયા અંગરેજને આપે, ત્રીસ લાખ મરેઠાને આપે; કુર્ગ પ્રાંત તેના રાજાને પાછો આપે. અને એ શરતો પાળે ત્યાં સુધી પોતાના બે શાહજાદાને ઓલમાં મૂકે. ૧૭૯૨. આને **શ્રીરંગપટ્ટણના કરાર** કહે છે, અને એથી એ વિગ્રહનો અંત આવ્યો.

**જમીનની મ્હેસુલ ઉઘરાવવાની રીત:**—એ રીત ત્રણ તરેહની છે. (૧) **જમીનદારી રીત.**—આથી જમીનની મ્હેસુલ હંમેશને વાસ્તે નક્કી કરેલી હોય છે અને મ્હોટા જમીનદારો હોય છે તેમની પાસેથી તે બધી લેવાય છે; તેઓ ખેડુતો જોડે જે કરાર કરે છે તેમાં સરકાર વચ્ચે પડતી નથી. કંપનીએ પ્હેલાં તો તેઓને દસ વરસના પટા કરી આપ્યા. કૉર્નવોલિસે એ પટા તેમને વંશપરંપરાના કરી આપ્યા. ૧૭૯૩; એ રીત બંગાળાના દક્ષિણ પ્રાંતમાં ચાલે છે. (૨) **રૈયતવારી રીત**—એથી દરેક ખેડુતે સરકારમાં કેટલી વીંઘોટી ભરવી તે તેની જમીનનો કસ, વિસ્તાર વગેરે ઉપરથી ઠરાવેલું હોય છે. આ રીત મદ્રાસ ઈલાકામાં સર ટોમસ મુન્રોએ દાખલ કરી, અને પાછળથી મુંબઇ ઇલાકામાં દાખલ

થઇ. (૩) **ગામવારી રીત.**–એથી ગામડાના લોકો જમીનના ધણી કહેવાયા; પણ દરેક ગામમાં એક મુખી હોય તે બધો વહિવટ ચલાવે. અને જમીનના કસ વગેરે ઉપરથી સરકારે ઠરાવેલી રકમ તે આપે; ગામડાના દરેક ખેડુતે કેટલું આપવું તેમાં સરકાર વચ્ચે પડતી નથી; એ રીત મધ્ય પ્રાંતોમાં, બંગાળાના વાયવ્ય પ્રાંતોમાં, અને પંજાબમાં ચાલેછે.

એ ગવર્નર જેનરલે દીવાની અને ફોજદારી અદાલતો માટે કાયદા ઠેરવ્યા; ફોજદારી કાયદાઓમાં ઘણી ખામીઓ હતી. તેથી પોલીસને લોકો ઉપર જુલમ કરવાનું ફાવ્યું. એ ગવર્નર–જેનરલ સને ૧૭૯૩ના અકટોબરમાં વિલાયત ગયો.

૩. **સર જૉન શોર,** (૧૭૯૩–૧૭૯૮).–લૉર્ડ કૉર્નવૉલિસની માફક એને પણ ઈસ્ટ ઈંડિયા કંપનીના ડિરેક્ટરોને હુકમ હતો કે દેશી રાજાના કજીઆમાં વચ્ચે પડવું નહીં. એથી ટીપુ અને મરેઠાઓને ઉત્તેજન મળ્યું. મરેઠાઓએ નિઝામ ઉપર હુમલો કરી તેને કુર્દલાના યુદ્ધમાં હરાવ્યા, ૧૭૯૫. આ વખત નાના ફડનવિસ મરેઠાઓમાં સર્વથી બળવાન રાજદ્વારી પુરૂષ હતો.

અગરજો સર જોન શોરને દેશી રાજાઓના કજીઆમાં વચ્ચે પડવાની મના હતી તે છતાં એક બાબતમાં તેને વચ્ચે પડવું પડ્યું. અયોધ્યાનો નવાબ–વજીર અસફઉદ્દૌલા વિષયી ચાલનો હતો અને રાજ્ય ઉપર લક્ષ આપતો નહોતો. તેથી સર જોન શોરે તેને તેના રાજ્યમાં સુધારો કરવાનું ઘણું કહ્યું. પણ માન્યું નહીં. સને ૧૭૯૭માં તે મરણ પામ્યો. તેના પછી તેનો અનૌરસ પુત્ર **વજીરઅલી** ગાદીએ બેઠો, પણ તેને ગવર્નર–જેનરલે ઉઠાડી મૂકી અસફના ભાઇ સાદતઅલીને નવાબ બનાવ્યો. તે વખત મી॰ ચેરી બનારસનો રેસિડંટ હતો, તેણે તેની સાથે

નવા કરાર કીધા. તેથી અલાહબાદનો કિલ્લો અંગ્રેજને મળ્યો. અને અયોધ્યામાં ૧૦,૦૦૦ અંગ્રેજી લશ્કર રહે ને તેને માટે ૭૬ લાખનું વર્ષાસન નવા નવાબે કબૂલ કીધું. આથી વજીરઅલીએ બંડ મચાવ્યું, અને સર જોન શોર મુશ્કેલીથી બચ્યો; તેને પકડી બનારસ મોકલાવી દીધો, પણ ત્યાં તેણે ૧૭૯૯માં મિ. ચેરીને મારી નાખ્યો. અને ફરી બંડ મચાવ્યું, પણ અંતે હાર્યો અને કેદ પકડાયો. સર જોન શોર ઉર્ફે લાર્ડ ટેઇનમથ ૧૭૯૮ના માર્ચમાં વિલાયત ગયો.

૪. માર્કિવસ વેલસ્લી ઉર્ફે લોર્ડ મોર્નિંગટન. (૧૭૯૮–૧૮૦૫).– એણે હેસ્ટિંગ્સની ચાલેલી દેશી રાજાઓની બાબતમાં વચ્ચે પડી તેઓને કુમક આપવાની પદ્ધતિ દાખલ કીધી. આથી કેટલાક દેશી રાજાઓએ અંગ્રેજને હિંદુસ્તાનમાં સર્વોપરી માન્યા; તેઓથી અંગ્રેજને પૂછ્યા વગર લડાઇ કે સલાહ થાય નહીં; અને તેઓએ પોતાના રાજ્યમાં પોતાને ખરચે લશ્કરો રાખ્યાં આથી તેઓને અંગ્રેજનું રક્ષણ તો મળ્યું, પણ કેવળ પરતંત્ર થયા.

ચોથો મહેસુર વિગ્રહ. (૧૭૯૯)–સને ૧૭૯૨થી ૧૭૯૯ સુધીનો વખત ટીપુએ લડાઈની તૈયારી કરવામાં કહાડ્યો. એણે નિઝામ, મરેઠા અને અફગાન સરદાર જમાનશાહ સાથે સંપ કર્યા ફ્રાન્સના શેહેનશાહ નેપોલિયન બોનાપાર્ટને મદદને માટે કાગળ લખ્યો. આ વાતની લાર્ડ વેલસ્લેને ખબર પડી એટલે તે મદ્રાસ ગયો, અને નિઝામ સાથે કરાર કરી તેની મદદ લીધી. પછી ટીપૂ પાસે જવાબ માગવા માણસ મોકલ્યું, પણ તેને ટીપુએ રીટકારી કહાડ્યો. આથી અંગ્રેજી લશ્કર એકદમ મહેસુરમાં દાખલ થયું. જેનરલ હેરીસની સરદારી હેઠળ એક લશ્કર હતું, અને બીજું મુંબઈનું લશ્કર લઈ જેનરલ સ્ટુઅર્ટ મલબાર કીનારા તરફ વધતો

તો. એ બન્ને લશ્કર એકઠાં થવાના હતાં તે જોઈ ટીપુએ ચપળતાથી કુચ કરી સદાસીર આગળ જેનરલ સ્ટ્યુર્ટના લશ્કરને અટકાવ્યું. અહીં યુદ્ધ થયું તેમાં ટીપુ હાર્યો. બીજું યુદ્ધ જેનરલ હેરીસ સાથે માલ્વેલી આગલ થયું તેમાં પણ ટીપુ હાર્યો. પછી અંગ્રેજનાં બંને લશ્કર એકઠાં થયાં અને શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. ટીપુના હાથ પગ ભોંય પડ્યા, મુસલમાન અને તેમજ હિંદુઓ પાસે બંદગી કરાવવા લાગ્યો, પણ કંઇ ફાવ્યો નહીં. એણે સલાહ કરવાનુ કીધું, પણ જેનરલ હેરિસની શરતો કબુલ રાખી નહીં તેથી તે વાત ઉડી ગઈ. આખરે ૧૭૯૯ના મેની ચોથી તારીખે શ્રીરંગપટ્ટણનો કોટ તોડ્યો, અને તે શેહેર લીધું; ટીપુ લડતાં રણમાં પડ્યો.. અંગ્રેજ લોકોએ એના શબને લશ્કરી ભપકાથી દટાવ્યું. આ પ્રમાણે અંગ્રેજ મ્હૈસુરના ધણી થયા. મ્હૈસુરના જે રાજાને હૈદરે પદભ્રષ્ટ કીધો હતો તેના પાંચ વરસના છોકરાને થોડોક ભાગ આપી તેને ગાદીએ બેસાડ્યો, અને થોડોક ભાગ નીઝામને આપ્યો. ટીપુના છોકરાઓનો રાજ્ય ઉપરથી હક લઈ વર્ષાણુ બાંધી આપી વેલોરમાં રાખ્યા. નવો મહારાજા સગીર હોવાને લીધે તેનું રાજ્ય પુર્ણીઆ નામે પ્રધાન ચલાવવા લાગ્યો, અને જેનરલ વેલ્સ્લે તેના ઉપર દેખરેખ રાખતો.

અયોધ્યાનો નવાબ સાદતઅલી રૈયત ઊપર ઘણો જુલમ ગુજારતો હતો. અને કુમકની પદ્ધતિની શરતો બરોબર પાળતો ન્હોતો; એ ઉપરથી વેલ્સ્લેએ અંગ્રેજી લશ્કરના ખરચ પેટે કેટલોક મુલક તેની પાસેથી કઢાવ્યો, ૧૮૦૧ એજ વરસમાં કર્ણાટના નવાબે કર્ણાટક અંગ્રેજને સ્વાધીન કરી પોતે પેન્શન લીધું.

**મરેઠી રાજ્યની હકીકત.**—મરેઠા સાથેની પ્હેલી લડાઇનો અંત ૧૭૮૨માં સાલબાઈના કરારથી આવ્યો તે આપણે આગળ

જણાવી ગયા છઈએ. આ કરાર મ્હાદાજી સિંધીયાને સ્વતંત્ર મરેઠી રાજ્ય સ્થાપવાને ઘણા લાભકારક થઇ પડયા. એણે ગોહદના રાજા પાસેથી ગ્વાલિયર લઈ લીધું, અને દીલ્હીમાં એટલો બળવાન થયો કે ૧૭૮૭માં પાદશાહનો મુખ્ય કારભારી પેશ્વા, અને પેશ્વાની તરફથી સિંધીયા એવી વંશપરંપરા કારભાર કરવાની સનદ મેળવી. પણ એ એકાએક મરણ પામ્યો, ૧૭૯૪. એના પછી એના ભાઈનો પૌત્ર દોલતરાવ સિંધીયા ગાદીએ બેઠો, તેથી સઘળા મરેઠાઓમાં હવે નાના સૌથી બળવાન રહ્યો. હવે એવું બન્યું કે નિઝામે ઠરેલી ખંડણી આપી નહીં તેથી નાનાએ તેના રાજ્ય ઉપર ચ્હડાઈ કરી. સઘળા મરેઠાઓએ પેશ્વાની સત્તા કબૂલ કરી તેની મદદે આવ્યા તે આ છેલ્લી વારજ. કુર્દલા આગળ યુદ્ધ થયું, તેમાં નીઝામ હાર્યો, ૧૭૯૫. આથી પેશ્વાને ત્રણ કરોડ રૂપીઆ તથા કેટલાક પ્રાંતો મળયા. આ બધો વખત પૂનામાં નાના કારભાર ચલાવતો હતો, અને પેશ્વા વયે મોટો થયો તોપણ તેના હાથમાં સત્તા ન આપતાં કેદી જેવો રાખવા માંડયો તેથી, અને રાઘોબાનો છોકરો બાજીરાવ એનો દોસ્તદાર હતો તેને મળવા ન દેતો તેથી એક દીવસ તેને ઘણો ક્રોધ ચ્હડયો. અને મ્હેલની અગાસી ઉપરથી નીચે ઝંપલાવી આપઘાત કર્યો, ૧૭૯૫.

**બીજો બાજીરાવ, સાતમો પેશ્વા,**(૧૭૯૫-૧૮૧૮– એ રાઘોબાનો વડો પુત્ર હતો. **નાના** એનો દુશ્મન હતો તેથી એને કેટલોક વખત સુધી ગાદીએ બેસવા દીધો નહીં, પણ અંતે **નાના** અને સીંધીયાએ મળી એને ગાદી આપી. ત્યાર પછી પેશ્વાની મરજી **નાનાને** અને સીંધીઆને કહાડવાની થઈ. પ્હેલાં **નાનાને** કેદ કરી અહમદનગર મોકલી દઈ સિંધીઆ

ના દુષ્ટ સસરા શીરજીરાવ ઘાટગેને મુખ્ય પ્રધાન બનાવ્યો. એ ઘાટગેએ પૂના લુટી લોકો પાસે ઘણા પૈસા કહડાવ્યા. આવું અંધેર જોઇ બાજીરાવે નાનાને કેદમાંથી કહાડી પાછો પ્રધાન બનાવ્યો. પણ તે ઝાઝીવાર જીવવા પામ્યો નહીં. સને ૧૮૦૦ ના માર્ચમાં એ ચતુર રાજદ્વારી પુરૂષ મરણ પાંમ્યો, ને તેની સાથે મરેઠી રાજ્યની પણ સમીસાંજ થઈ.*

આ વખતે ઈંદોરની ગાદી ઉપર જસવંતરાવ હોલ્કર હતો, તે સિંધીયાનો જબરો હરીફ થઇ પડયો; સને ૧૮૦૦ની આખરે સિંધીયા પુના છોડી હોલ્કરની સામાં ગયો. ઊજજન આગળ યુદ્ધ થયું તેમાં સિંધીયાનું લશ્કર હાર્યું. લડાઇ જારીજ રહી અને સિંધીયાએ હોલ્કરને ઈંદોર આગળ હરાવી તે શેહેર ખુબ લૂટયું. હવે સિંધીયાએ અને પેશ્વાએ એકઠા મળી હોલ્કરને ઘણો હંફાવ્યો, પણ એ તદબીરથી ન્હાસીને પૂને ગયો. અહીયાં એક મ્હોટું યુદ્ધ થયું તેમાં હોલ્કર જીત્યો, ૧૮૦૧, અને બાજીરાવ સિંહગઢ નાઠો, અને આખરે વસૈમાં આવી

---

*મરેઠી રાજ્યની પડતીનાં કારણો:—(૧) પાણીપતના યુદ્ધમાં પેશ્વાની હાર; (૨) મ્હાદાજી સિંધીયા પોતાની સત્તા વધારતો ગયો, તે એટલે સુધી કે પેશ્વાથી સ્વતંત્ર થયો; (૩) નારાયણરાવના ખુનથી રાઘોબા એને નાનાફડનવિસ વગેરેના માહોમાહેના કજીઆથી અંગરેજનો પગપેસારો; (૪) જસવંતરાવ હોલ્કર, દોલતરાવ સિંધીયા, અને બીજા બાજીરાવની એકબીજાથી ચડતા થવાની હરીફાઈને લીધે કુસંપ અને રાજ્યના અવયવોનું જુદાં પડવું, અને તેમ થવાથી પ્રત્યેક ઈલાહીદા પડી જવાને લીધે તેઓની નબળાઈ; (૫) પેશ્વા અને તેના સલાહકાર બ્રાહ્મણો હતા; અને સિંધીયા વગેરે શૂદ્ર હતા; નાના જેવા ચતુરનું મરણ, વગેરે.

અંગ્રેજ સાથે કરાર કીધા, તેની શરતોઃ—(૧) અંગ્રેજ બાજીરાવને તેની ગાદી પાછી અપાવે. અને તેના રાજ્યનું રક્ષણ કરે; (૨) એ માટે પૂનાની પાસે એક અંગ્રેજનું લશ્કર રહે, અને તેના ખરચને પેટે બાજીરાવ દર વરસ ૨૬ લાખ રૂપીયા આપે; (૩) અંગરેજને જે યુરોપી પ્રજા સાથે દુશ્મનાઇ હોય તેમાંના કોઈને રાજ્યમાં રાખવો નહીં; (૪) સુરત ઉપર કશો દાવો રાખવો નહીં; (૫) નિઝામ અને ગાયકવાડ સાથે બાજીરાવને જે વાંધા પડે. તેની પંચાત અંગ્રેજ કરે; (૬) ઇંગ્લંડના નિષ્કપટ મિત્ર રહેવું. આ કરારથી બાજીરાવે પોતાની સ્વતંત્રતા ખોઇ, અને મરેઠી રાજ્યને એબ લગાડી.

બીજો મરાઠા વિગ્રહ, (૧૮૦૩).—દોલતરાવ સિંધીયા અને રઘુજી ભોંસલે વસઈના કરારના સામા હતા તેથી બન્નેની અંગ્રેજ સાથે લડાઈની ગરજ થઈ. લાર્ડ વેલ્સ્લી પૂને ગયો, અને પેશ્વાને ગાદી આપી હુલકરને પૂનામાંથી કઢાડયો; સિંધીયા જે બુરહાનપુરમાં લશ્કર સાથે હતા તેને એકદમ માળવે જવાનું અને રઘુજીને વરાડ જવાનું કહેવડાવ્યું. બન્નેએ એ વાત ન ગણકારતા લડાઇ શરૂ કરી. આ વખતે અંગ્રેજનું લશ્કર ચોતરફ હતું. સૌથી પહેલાં જેનરલ વેલ્સ્લીએ સિંધીયાનું અહમદનગર જીત્યું. પછી અસાઈ આગળ એક મ્હોટું યુદ્ધ થયું, તેમાં વેલ્સ્લીએ સિંધીયા અને રઘુજી બન્નેને હરાવ્યા. આ જીતથી અંગ્રેજના હાથમાં બુરહાનપુર, આશિરગઢ અને પાવાગઢના કિલ્લા. ભરૂચ, અને ચાંપાનેર આવ્યાં. એટલામાં ઉત્તર હિંદુસ્તાનમાં લેકે અલીગઢનો કિલ્લો લીધો. અને દિલ્હી આગળ સિંધીયાના લશ્કરને હરાવીને તે શેહેર લીધું; આથી બાજો શાહ આલમ અંગ્રેજની સત્તામાં આવ્યો. હવે લેકે સિંધીયાના લશ્કરની બીજી ટુકડી પાછળ

લાગ્યો. લાસવારી આગળ યુદ્ધ થયું, તેમાં પણ સિંધીયા હાર્યો. આ જીતથી દિલ્હી અને આગ્રાથી ચંબલ નદી સુધીનો મુલક અંગ્રેજને હાથ આવ્યો. પછી કટક અને બુંદેલખંડ જેનરલ હાર્કુર અને પોવેલે સર કીધાં. હવે સિંધીયા અને રઘુજી ભોંસલેનું લશ્કર આર્ગાંવ આગળ એકઠું થયું. તેને જેનરલ વેલસ્લીએ હરાવ્યું. રઘુજી ભોંસલે તદન નાઉમેદ થઇ ગયો તેથી ૧૭મી ડીસેંબરે દેવગાંવ આગળ કરાર કીધા. તેની શરતો:–(૧) રઘુજી ભોંસલે કટક. બાલસોર. અને વર્ધા નદીની પશ્ચિમ તરફનો મુલક અંગ્રેજને આપે; (૨) પોતાને. નિઝામ અને પેશ્વા સાથે કંઈ વાંધો પડે તો તે અંગ્રેજ સરકાર પતાવે; (૩) અંગ્રેજ સરકારના પરદેશી દુશ્મનોને પોતાની નોકરીમાં રાખવા નહીં. ૧૮૦૩. ડીસેંબરની ૩૦મીએ સિંધીયાએ પણ થાકીને સરજી-અંજેગામ આગળ સલાહ કરી તેની શરતો:–સિંધીયાએ જમના અને ગંગા નદીની વચ્ચેનો પ્રદેશ. જેપુર, જોધપુર, અને ગોહદનો ઉત્તર ભાગ, અહમદનગર અને ભરૂચના કિલ્લા, અને તેને લગતાં પરગણાંએ; અજંટા અને ગોદાવરી વચ્ચેનો પ્રદેશ, એટલાં અંગ્રેજને આપ્યાં. આ પ્રમાણે આ વિગ્રહનો અંત આવ્યો. ૧૮૦૩.

**બીજો મરેઠા વિગ્રહ,** (૧૮૦૪–૫).–લડવાનો સમય જોઈ જસવંતરાવ હોલ્કર નિકળ્યો. તેણે અજમેર લૂટયું. અને અંગ્રેજના રક્ષણ તળેના રજપૂતોને ધારતી આપવા લાગ્યો, તથા દોઆબની વચ્ચેના બાર પ્રાંતો અંગ્રેજ પાસે માગ્યા. આ વાત વેલસ્લીએ કબૂલ ન કીધી તેથી લડાઈ શરૂ થઈ. ૧૮૦૪. પ્હેલાં તો હોલ્કરની ફતેહ થઈ. પણ પછવાડેથી દિલ્હી ઉપર ચ્હડાઈ કરી તેમાં કર્નલ ઓકટરલોનીએ તેને હરાવી કહાડયો. પછી ડીગ આગળ એક યુદ્ધ થયું તેમાં જેનરલ ફ્રેઝર અને કર્નલ

મૉન્સનને હોલ્કરને હરાવ્યો. હવે ફરૂકાબાદ આગળ હોલ્કરના લશ્કર ઉપર લૉર્ડનું લશ્કર તુટી પડ્યું, અને તેને હરાવી ડીગને ઘેરો ઘાલી તે શેહેર લીધું. આ પ્રમાણે હોલ્કરના બધા કિલ્લા તથા તેની રાજધાની ઇંદોર અંગ્રેજને હાથ આવ્યાં. હવે લૉર્ડે ભરતપુરને ઘેરો ઘાલ્યો, ૧૮૦૫; રાજાએ જબરો ટકાવ કીધો તેથી લૉર્ડનું કાંઇ ફાવ્યું નહીં, પણ અંતે તે નમ્યો, અને [illegible]-ગરજો અંગ્રેજને હાથ ભરતપુર તો આવ્યું નહીં, તોપણ તેણે વીસ લાખ રૂપીયા આપી તથા હોલ્કરનો પક્ષ છોડી અંગ્રેજ સાથે સલાહ કીધી. લૉર્ડે હોલ્કરને પંજાબમાં ન્હ[illegible]ાડ્યો; ત્યાં તેણે શીખ લોકોની મદદની તજવીજ કીધી, પ[illegible]ણ કાંઇ ફાવ્યો નહીં તેથી તેણે સલાહ કીધી, ૧૮૦૫.

લૉર્ડ વેલસ્લે આ પ્રમાણે અંગ્રેજના [illegible]ક્કમાં પુષ્ક[illegible] કરીને ૧૮૦૫ના આગષ્ટ માસમાં વિલા[illegible]ત ગયો

૫. લૉર્ડ કૉર્નવાલિસ.(બીજીવાર) [illegible] તથા સ[illegible]
(૧૮૦૫–૭).–કૉર્નવાલિસ બીજીવા[illegible]ર ગવર્નર-જ[illegible]
પણ આવ્યા પછી થોડા માસ[illegible]ા સગળું [illegible]
જ્યોર્જ બાર્લો થયો. એની [illegible] કારકિર્દિમાં
યુરોપીઅન અમલદારના [illegible] મગરૂબ [illegible]
જેનો પ્હેરવેશ રા[illegible]ો ગમ્યો [illegible]
ગોરાને મારી નાં[illegible]ખ્યા ને ૯૭
ઉપર ચાકરીમાં [illegible] કર્નલ ગિલેસ્
બંડખોરોને [illegible] હરાવી, રાજા
છોકરા [illegible] ામેલ હતા [illegible]
[illegible] રાખ્યા. સર જ[illegible]
[illegible] તેને મદ્રાસનો

૬. લોર્ડ મિન્ટો, (૧૮૦૭–૧૩).–એ ગવર્નર-જેનરલ દેશી રાજ્યની ખટપટમાં પડવું નહીં એવો ઠરાવ કરીને આવ્યો હતા, પણ આખર પડવું પડયું. અમીરખાન નામના લૂટારાએ વરાડના રાજાના મુલક ઉપર હુમલો કીધો. એક અંગ્રેજી લશ્કર તેની સામાં મોકલ્યું ને તેને હરાવી કહાડયા. ત્રાવણકોરના રાજા જોડે અંગ્રેજને અણબનાવ થયો: રેસિડંટ વચ્ચે પડયો તેથી ત્યાંના દિવાને ગુસ્સે થઇ કેટલાક અંગ્રેજોને દરિઆમાં ડૂબાડી દીધા, અને કિલ્લનમાં રેસિડંટના બંગલા ઉપર હુમલો કીધો. અંગ્રેજે તેના રાજ્યને જપ્ત કીધું દિવાન આપઘાત કરી મરણ પામ્યો, અને તેના ભાઇને ફાંસીની શિક્ષા થઈ, ૧૮૦૯. (સને ૧૮૧૩માં રાજાને રાજ્ય પાછું આપ્યું).

મોરિશ્યસ. બુર્બો વગેરે ટાપુઓમાં ફ્રેંચનાં થાણાં હતાં, અને આ વખતે અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે લડાઇ ચાલતી હતી; તેથી ફ્રેંચો અંગ્રેજનાં વહાણો લૂટી લેતા. અંગ્રેજ વચ્ચે પડયા અને ૧૮૦૯માં મોરિશ્યસ લીધું, અને બીજે વરસે બુર્બો ફ્રેંચોને પાછું આપ્યું. સને ૧૮૧૨માં વલંદા પાસેથી જાવા બેટ લીધો.

આ વખતે સીખ લોકોનો રાજા રણજીતસિંગ ઘણો બળવાન થઇ પડયો હતો તેણે જિલંદનાં અને પતીઆળના સરદારો ઉપર હુમલો કીધો, તેથી તેઓએ લોર્ડ મિન્ટોની મદદ માગી, મેટકાફને તેના દરબારમાં વકીલ મોકલી કરાર કરાવી લીધા કે સતલજ નદીના અંગરેજી રાજ્ય ભણીના કાંઠા ઉપર તાલુકા છોડવા નહીં, અને અંગરેજ સાથે મિત્રતા રાખવી. સિંધ, કાબુલ, અને ઇરાનના રાજા સાથે કરાર કરી લીધી કે તેમના મુલકમાં અંગ્રેજના દુશ્મનની ... નહીં, ૧૮૦૯. બુંદેલખંડમાં બખેડો ચાલતે

હતો તે લોર્ડ મિન્ટોએ બેસાડી દીધો. અને તે સને ૧૮૧૩માં વિલાયત ગયો. સને ૧૭૯૩માં ઈસ્ટ ઇંડિયા કંપનીએ વીસ વરસનો પટ્ટો લખાવી લીધો હતો, તે પૂરો થયાથી ફરી સનદ માગી, પણ ડિરેક્ટરોએ હિંદુસ્તાન સાથે વેપારનો હક સઘળાને આપી માત્ર ચીનના વેપારની સનદ કમ્પનીને આપી.

૯. લોર્ડ હેસ્ટિંગ્સ ઉર્ફે અર્લ ઓવ મોયરા. (૧૮૧૩-૨૩). નેપાળ સાથે વિગ્રહ, (૧૮૧૫-૧૬). નેપાળના ગુરખા લોકને હાથ સત્તા સ્થાન હતી તે લોકોએ પોતાના મુલકથી સંતોષ ન પામતાં પચ્ચીસ વરસના દરમ્યાનમાં બસેં ગામ ં પડાવી લીધાં. તેમના રાજાએ અંગ્રેજના આશ્રય તળેના બુટવાલના જમીનદારને કેદ કરી તેનો કેટલોક મુલક દબાવી સરહદપરની અંગ્રેજની ૧૮ માણસની ટુકડી કાપી નાખી. એથી હેસ્ટિંગ્સ વચ્ચે પડ્યો; ગિલેસ્પી અને ઓક્ટરલોની અંગ્રેજના લશ્કરના સરદાર હતા, પણ ગિલેસ્પી હરદ્વારની પાસે કલંગનો કિલ્લો લેતાં માર્યો ગયો, અને લશ્કરની હાર થવા લાગી. ઓક્ટરલોનીએ ઘણી મ્હેનતે રામઘરનો ઘાટ લીધો અને કુમાયું પ્રાન્ત જીતી લીધો. પછી ગુરખા સરદાર અમીરસિંહ જે મલૂનના કિલ્લામાં ભરાઈ બેઠો હતો, તે ઓક્ટરલોનીને શરણ થયો. ૧૮૧૫ બીજે વરસે એ ગુરખા સરદાર અંગ્રેજની સામા નીકળ્યો પણ આ વખતે અને મકવાનપુર આગળ યુદ્ધ થતાં તેમાં ઓક્ટરલોની જીત્યો. એથી ગુરખાઓએ અંગ્રેજને થોડો મુલક આપી સલાહ કીધી, ૧૮૧૬.

૧૦. ત્રીજો મરેઠા વિગ્રહ, (૧૮૧૭ ૧૮).—વસેના કરાર (૧૮૦૨) પછી બીજો બાજીરાવ અંગ્રેજ સાથે બ્હારથી તો મિત્રાચારીનું ડોળ રાખી રહ્યો હતો, પણ અંદરખાને કાવત્રાં કર્યાં કરતો હતો. એવામાં એવું બન્યું કે એના પ્રધાન ત્રિંબકજી ડેંગ્લેએ એને ખ-

રાખ સલાહ આપીને, અંગ્રેજની બાંહેધરીથી ગાયકવાડ તરફથી પેશ્વાનું લ્હેણું પતાવવા ગંગાધર શાસ્ત્રી આવ્યો હતો, તેને પંઢરપુર આગળ મારી નંખાવ્યો. આથી અંગ્રેજે ત્રિંબકજીને થાણાના કિલ્લામાં કેદ કીધો, પણ તે નાસી નાઠો. અને લશ્કર એકઠું કરવા લાગ્યો. બાજીરાવે અંગ્રેજની છાવણી લૂંટી કેટલાક અમલદારોને મારી નાખ્યા, પણ એલ્ફિન્સ્ટન સાહેબે એને ખડકી આગળ હરાવ્યો. ૧૮૧૭. પછી સ્મિથ સાહેબે પુના લીધું. બીજું યુદ્ધ કોરેગામ આગળ થયું. તેમાં પેશ્વા હાર્યો, ૧૮૧૮, અને નાઠો. એની વતી એના સેનાપતિ બાપુ ગોખલેએ આષ્ટિ ગામ આગળ અંગ્રેજ સાથે યુદ્ધ કીધું. પણ તેમાં સ્મિથ સાહેબે તેને હરાવ્યો. પેશ્વા આખર રખડતો રઝળતો સર જોન માલકમને શરણ ગયો; અંગ્રેજ એના રાજ્યના ધણી થયા, અને તેને દર વરસે આઠ લાખનું પેન્શન બાંધી આપ્યું. આ પ્રમાણે પેશ્વાઈનો અંત આવ્યો. સતારાના રાજાને કાયમ રાખ્યો. એ પેશ્વા સને ૧૮૫૧માં મરણ પામ્યો. એના પછી એના દત્તક પુત્ર **નાના સાહેબને** અંગ્રેજે પેન્શન ન આપ્યું તેથી તેણે ૧૮૫૭માં મોટું બંડ કીધું, અને અંગ્રેજોને તોબા તોબા પોકરાવ્યા, પણ આખર ફાવ્યો નહીં તેથી તે નેપાળના જંગલમાં નાસી ગયો.

**નાગપુરના આપા સાહેબ સાથે વિગ્રહ, (૧૮૧૭).**—વરાડનો રાજા રઘુજી ભોંસલે ૧૮૧૬માં મરણ પામ્યો; તેની પછી પરસોજી ગાદીએ બેઠો. પણ તે હોલદીલ હતો તેથી આપા સાહેબ તેની વતી રાજ્ય કરતો. એ આપા સાહેબે પરસોજીને મારી નાખ્યો. અને પોતે રાજા થયો. એણે સિતાબાલ્ડી આગળ અંગ્રેજની નાગપુરના રક્ષણને માટે રાખેલી ફોજ ઉપર હુમલો કીધો, પણ મી૦ જેન્કિન્સે એને હરાવ્યો. જો તો અંગ્રેજને

તાબે થયો, પણ એનું લશ્કર એનો હુકમ ન માનતાં અંગ્રેજની સામું થયું. પણ નાગપુર આગળ જેનરલ ડવેટને તેને હરાવ્યું. આપા સાહેબને અંગ્રેજે ગાદી આપી, પણ તે પાછાં કવત્રાં કરવા લાગ્યો. મિ૦ જેન્કિન્સે એને પકડ્યો, પણ રસ્તામાંથી નાઠો. એ જોધપુરમાં મરણ પામ્યો. એના પછી અંગ્રેજે રઘુજી બોંસલેના પૌત્રને ગાદી આપી. પણ તે ૧૮૫૩માં છોકરાં વગર મરણ પામ્યો તેથી અંગ્રેજે તેનું રાજ્ય ખાલસા કીધું.

પિંઢારા સાથે લડાઈ (૧૮૧૭ ઈ૦). એ લોકો મરેઠી લશ્કરના ભાડુતી સીપાઈઓ હતા. જ્યારે તેઓ નોકરીપર ન હોય ત્યારે તેઓ લૂટફાટ કરી પોતાનું ગુજરાન ચલાવતા. આ વખતે તેઓનું જોર ઘણું વધ્યું હતું. તેથી લોર્ડ હેસ્ટિંગ્સે તેઓને નરમ પાડવાનો વિચાર કીધો. ચિતુ, કરીમખાન અને વસિલમહુમ્મદ તેઓના સરદાર હતા; ચિતુ હોલ્કર સાથે મળી ગયો. આ વખતે બાળક હોલ્કરની વતી તુળસીબાઈ રાજ્ય ચલાવતી હતી; તેને અંગ્રેજ સાથે લડાઈ કરવાની મરજી નહોતી તેથી તેના સરદારોએ તેને મારી નાખી. અને હોલ્કર અને ચિતુએ માહિદપુર આગળ અંગ્રેજ સાથે યુદ્ધ કીધું. પણ હિસ્લોપ અને માલ્કમે તેઓને હરાવ્યા, ૧૮૧૭. સને ૧૮૧૮ના જાનેવારીની છઠીએ મંદેશ્વર આગળ કરાર કીધા. તેના શરતો—મલ્હારરાવ હોલ્કરે રજપુતસ્થાનના રાજ્યો પાસે જે ખંડણી લેવાનો પોતે દાવો કરતો હતો તે ઉપરથી હાથ ઉઠાવ્યો. અને પોતાનું રાજ્ય અંગ્રેજના રક્ષણ તળે મૂક્યું. કરીમખાન સર જોન માલ્કમને તાબે થયો; વસિલમહુમ્મદ સિંધીઆને તાબે થયો. અને પાછળથી તેણે ઝેર ખાઈને આપઘાત કીધો; ચિતુ નાઠો. તેને આશીરગઢના જંગલમાં વાઘે ખાધો. આ પ્રમાણે પીંઢારાઓનો નાશ થયો.

૮ લોર્ડ આમ્હર્સ્ટ. (૧૮૨૩-૨૮)—બ્રહ્મદેશ સાથે પહેલો વિગ્રહ, (૧૮૨૩-૨૬).- સને ૧૮૨૩માં બ્રહ્મી રાજાએ અંગ્રેજને લખી મોકલ્યું કે ચિતાગાંગ. મુર્શીદાબાદ. અને ઢાકા. એ ઉપર હમારો હક છે તેથી તે અમને સ્વાધીન કરો. એ વાતને અંગ્રેજ સરકારે કાનપર લીધી નહીં તેથી તેણે અંગ્રેજના તાબાનો શાહપુરી બેટ કબજે કીધો, અને અંગ્રેજના મિત્ર કાચાના રાજાના મુલક ઉપર સ્વારી કરી. આથી લોર્ડ આમ્હર્સ્ટે સર આર્ચિબાલ્ડ કામ્બેલની સરદારી હેઠળ તેના સામા એક લશ્કર મોકલ્યું. તેણે રંગુન સર કીધું. સને ૧૮૨૪માં માર્ટાબાન, આરાકાન વગેરે શેહેરો જીતી તે લશ્કર આગળ વધ્યું. આ વખતે મહાબંદુલા નામે એક મજબુત બ્રહ્મી સરદાર નીકળી આવ્યો. પણ તે દોનાબ્યુ લેતાં માર્યો ગયો, ૧૮૨૫. બીજે વરસે પગામ આગળ એક યુદ્ધ થયું તેમાં સર આર્ચિબાલ્ડ કામ્બેલ જીત્યો. અને બ્રહ્મીઓએ યેન્દાબૂ આગળ કરાર કીધા તેની શરતોઃ— બ્રહ્મી રાજાએ આસામ, કાચાર જીન્ત્યા વગેરે ઉપરથી બધો હક ઉઠાવ્યો; અને એક કરોડ રૂપીઆ અને આરાકાન વગેરે કેટલાક પ્રાંતો અંગ્રેજને લડાઈના ખરચને પેટે આપ્યા, ૧૮૨૬.

બરાકપુરમાં બળવો.—એજ વરસ (૧૮૨૬)માં કેટલીક દેશી પલટણે તેઓ ઉપર જુલમ ગુજરતો હતો તેથી બરાકપુરમાં બળવો કીધો. પેગેટ સાહેબે તેઓને શરણ થવાનું કહ્યું, પણ માન્યું નહીં તેથી તેઓ ઉપર તોપનો મારો ચલાવી કેટલાકને માર્યા, કેટલાકને કેદ પકડ્યા, અને કેટલાકને બરતરફ કીધા.

ભરતપુરનો ઘેરો—ભરતપુરનો રાજા ૧૮૨૬માં મરણ પામ્યો. તેના ગાદીનો દાવો તેનો ભાઈ બળદેવસિંગ અને ભત્રિજો દુર્જનસાલ કરવા લાગ્યા. અંગ્રેજે વચ્ચે પડી ભાઈને ગાદી અપાવી

એક મહીનામાં તે મરણ પામ્યો. હવે દુર્જનસાલે બળદેવસિંગના કુંવરને કેદ કરી રાજ્ય કબજે કીધું. અને અંગ્રેજ સામાં લડવાની તૈયારી કીધી. આથી લોર્ડ કોમ્બરમીયરની સરદારી હેઠળના અંગ્રેજી લશ્કરે ભરતપુરને ઘેરો ઘાલ્યો. તેનો કોટ માટીડીનો હતો, પણ તે એટલો મજબૂત હતો કે કોઈથી તૂટે નહીં એવો ગણાતો; અને ૧૮૦૫માં લેકથી તે લેવાયો નહોતો. લોર્ડ કોમ્બરમીયરે તે લઈ અંગ્રેજની કીર્તિ વધારી અને બળદેવસિંગના કુંવરને ગાદી આપી. ૧૮૨૬. લોર્ડ આમ્હર્સ્ટ ૧૮૨૮ના માર્ચમાં વિલાયત ગયો, અને લોર્ડ વિલિયમ બેન્ટિંક આવ્યો. એ વચગાળાના વખતમાં મિ૦ બટરવર્થ બેલીએ ગવર્નર જનરલનું કામ ચલાવ્યું.

૯. લોર્ડ વિલિયમ બેન્ટિંક, (૧૮૨૮–૩૫).–એના અમલમાં કંઇ લડાઈઓ થઇ નથી. પણ શાન્તિ ભરેલાં સુધારાનાં કામો થયાં. મહેસુરના રાજકારભારમાં ઘણું અંધેર ચાલતું હતું તેથી બેન્ટિંક સાહેબે ત્યાં એક બ્રિટિશ અધીકારી નીમ્યો, ૧૮૩૨. તેણે રાજ્ય આબાદાનીમાં આણ્યું. રાજાના મરણ પછી અંગ્રેજે તેના દત્તક પુત્રને ગાદી હવાલે કીધી. (૧૮૮૧). કુર્ગનો રાજા અંગ્રેજનો મિત્ર હતો અને તેને અંગ્રેજે હૈદર અને ટીપુની સામા મદદ આપી હતી; તેના મરણ પછી તેનો ભત્રીજો ગાદીએ બેઠો. તે ઘણો ક્રૂર અને જુલમી હતો. તેણે રાજ્યકુટુંબના દરેક નરને મારી નાખ્યા અને લોકો ઉપર ઘણો જુલમ ગુજારવા લાગ્યો. આથી અંગ્રેજે તેને પદભ્રષ્ટ કીધો, અને કેદ કરી બનારસ મોકલી દઇ તેનું રાજ્ય લઇ લીધું. ૧૮૩૩.

એ ગવર્નર જનરલે લશ્કરને બેવડું ભથ્થું મળતું હતું તે રિવાજ કહાડી નાખ્યો; સતિનો ચાલ બંધ પાડ્યો; ઠગીઓને

અંગ્રેજી કેળવણીનું ઉત્તેજન આપ્યું; અને બની બૂરારો, ઠગોની ટોળીઓનું મૂળ કાઢ્યું. રા. મોહનરાય કરીને એક બંગાળી વિદ્વાને કલકત્તામાં બ્રહ્મસમાજ સ્થાપી. વરાળના યંત્રથી આગબોટ આ દેશમાં આવવા લાગી. અને કંપનીને નવી સનદ કરી આપી. આથી હિંદુસ્તાન અને ચીન સાથે વેપાર કરવાની બધી અંગ્રેજી પ્રજાને છૂટ મળી. બેન્ટિંક સાહેબ ૧૮૩૫ના મે માસમાં વિલાયત ગયા, અને તેની પાછળ સર ચાર્લ્સ મેટકાફને કામ ચલાઉ ગવ-નર-જેનરલની જગો મળી. એણે જાહેર છાપાની સ્વતંત્રા વધારી. સને ૧૮૩૬ના માર્ચમાં લોર્ડ ઑકલૅંડ આવ્યો.

૧૦. લોર્ડ ઑકલૅંડ (૧૮૩૬-૪૨).—એના આવ્યા પછી બીજે વરસે અયોધ્યામાં રાજગાદી વિશે તકરારો ઉઠી. બ્રિટિશ રેસિડંટે મયત રાજાના કાકા નસિરુદ્દૌલાનો પક્ષ લીધો. બેગમે એક છોકરાને ઉભો કરી બંડ મચાવ્યું, પણ કર્નલ લોએ તે સમાવી દીધું, ૧૮૩૭. કેટલુંક થયાં સતારાનો રાજા પ્રતાપસિંગ અંગ્રેજની સત્તા સામાં કાવત્રાં કર્યા કરતો હતો, તેથી સર જેમ્સ કારનાકે તેને પદભ્રષ્ટ કરી તેના ભાઈ શાહાજીને ગાદી આપી. ૧૮૩૯. એ ૧૮૪૮માં મરણ પામ્યો, ત્યારે અંગ્રેજે એનું રાજ ખાલસા કીધું.

**અફગાનિસ્તાનની હકીકત.**—સને ૧૮૦૯માં જ્યારે લોર્ડ મિન્ટોએ કાબુલના રાજા સાથે કરાર કીધા ત્યારે ત્યાં શાહશુજા રાજ્ય કરતો હતો. આ પાદશાહને તેના ભાઈ મહમ્મદે ફતેહ-ખાન વજીરની મદદથી પદભ્રષ્ટ કીધો હતો. એ વજીર બરાક-ઝાઈ જાતનો હતો, અને રાજ્યની કુલ સત્તા એના હાથમાં હતી, તેથી તે મહમ્મદના છોકરાઓથી ખમાયું નહીં. તેઓએ એની આંખો ફોડી નાખી, અને એને મારી નાખ્યો. એથી તેની આખી

જાત સામી થઈ, અને મહમ્મદનો હેરાત વ્હસાડી, રાજ્ય પોતે માહોમાહે વ્હેંચી લીધું. સૌથી બળવાન દોસ્ત મહમ્મદને ભાગે કાબુલ અને ગીઝની આવ્યાં. લોર્ડ ઓકલંડે એની સાથે મિત્રાચારી બાંધવાનું કીધું પણ તેમાં તે નિરાશ થયો.

લોર્ડ ઓકલંડે એવું ધાર્યું કે અફગાનીસ્તાનમાં શાહશુજા દોસ્ત મહમ્મદ કરતાં વધારે ગમતો થઈ પડશે; તેથી તેને કાબુલની ગાદી પાછી આપવી; એ મતલબથી એણે હેરાતનો ઘેરો ચાલતો હતો તે દરમ્યાન ૧૮૩૮ના જુનમાં શીખ રાજા રણજીતસિંગ, શાહશુજા, અને પોતાની વચ્ચે કરાર કરી ત્રણેએ મળી દોસ્તમહમ્મદ ઉપર ચહડાઈ કરવાનો ઠરાવ કીધો.

અફગાનિસ્તાન સાથે લડાઈ, (૧૮૩૮–૪૨).—આપણે ઉપર કહી ગયા કે દોસ્ત મહમ્મદે અંગ્રેજ સાથે મિત્રાચારી બાંધી નહીં ત્યારે અંગ્રેજ, રણજીતસિંહ, અને શાહશુજા એ ત્રણેએ મળી અફગાનિસ્તાન ઉપર ચહડાઈ કરી. અને લશ્કરની સરદારી સર જોન કીનને સોંપી. ત્રણેએ કંદહાર જઈ શાહશુજાને ગાદીએ બેસાડ્યો. તેઓ ગીઝની જીતી કાબુલ ગયા, અને શાહશુજાને રાજ્યાભિષેક કર્યો. (દોસ્તઅલી તો બોખરા તરફ નહાસી ગયો હતો). હવે અંગ્રેજને ત્યાં રહેવાનું કંઈ કારણ ન હોવાથી લશ્કરનો મ્હોટો ભાગ પાછો ફર્યો, પણ અફગાનિસ્તાન પૂર્ણ રીતે તાબે કરતાં દોસ્તમહમ્મદ સાથે કેટલાંક યુદ્ધો થયાં; છેલ્લું પર્વાન આગળ થયું,—૧૮૩૯, ત્યારપછી દોસ્તમહમ્મદ મેક્નોટન સાહેબને શરણ આવ્યો; તેણે તેને હિંદુસ્તાન મોકલી દીધો, ૧૮૪૦. સને ૧૮૪૧ના નવેમ્બર સુધી સલાહનું ડોળ રહ્યું, પણ ડીસેમ્બરમાં આખું અફગાનિસ્તાન બંડ કરી ઉઠ્યું. કાબુલમાં બર્ન્સ સાહેબને, તેના ભાઈને, અને બીજા અમલદારોને મારી નાખ્યા. આપણે અંગ્રેજ

અમલદારોએ કંદાહારને અફગાન લોકોના મુખ્ય સરદાર દોસ્તમહમ્મદના છોકરા અકબરખાન સાથે સલાહ કીધી, પણ એક ખાનગી મુલાકાત થઈ તેમાં મેકનોટન સાહેબને અકબરખાને ગોળીથી મારી નાખ્યો. અને તેના સોબતીઓને કેદ કીધા. આખરે બંડખોરોએ અંગ્રેજો પાસે ઘણીજ શરમભરેલી શરતો કબૂલ કરાવી તેઓને સહીસલામત જવાદેવાનું વચન આપ્યું; પણ અતિશય ટાઢ, અને ખોરાકની તંગી વગેરેથી દુખી દુખી થવા લાગ્યા. આ વખતે અકબરખાને કહેવડાવ્યું કે સ્ત્રીઓ તથા કબીલાવાળા સરદારો મારી પાસે આવશે તો તેમનું હું રક્ષણ કરીશ. એ મુજબ જેનરલ એલ્ફિન્સ્ટન અને મેકનોટન સાહેબની મડમો વગેરે બીજાં કેટલાંક તે વાત કબૂલ કીધી અને અકબરખાને તેમને કેદ તરીકે રાખ્યા; પણ બીજાં માણસોને અફગાનોએ મારી નાખ્યાં; માત્ર દાક્તર બ્રાઈડન એક અંગ્રેજ પોતાના સોબતીઓના માઠા સમાચાર કહેવાને જલાલાબાદ પ્હોંચ્યો. હવે કાબૂલમાં એવું બન્યું કે ત્યાંના લોકોએ શાહસૂજાને ગોળીથી મારી નાખ્યો, અને તેનું મુડદું એક ખાડામાં ફેંકી દીધું. એ અરસામાં જેનરલ સેલ જલાલાબાદમાં અને જેનરલ નોટ કંદહારમાં ટકાવ કરી રહ્યા.

ચીન સાથે પહેલો વીગ્રહ, (૧૮૪૦–૪૨)– હિંદુસ્તાનથી ચીન ઘણું અફીણ જતું અને તેથી ચીના લોકોની ઘણી બુરી હાલત થઈ હતી. ચીન સરકારે પોતાના દેશમાં અફીણ લાવવાનો અટકાવ કીધો. અને તેના ઉપર મ્હોટું દાણ બેસાડયું. એ ઉપરથી વહેપારીઓ દાણ ચોરી કરીને છાનું માનું લઈ જવા લાગ્યા. આ ચોરી અટકાવવામાં ચીની અમલદારો અંગ્રેજી રૈયત ઉપર ઘણો જુલમ ગુજારવા લાગ્યા. તેથી લોર્ડ ઓકલંડે સર હયુ ગફને મોકલ્યો. ૧૮૪૦ એણે કેટલીક જીત મેળવ્યા પછી ચીન સાથે સા-

નિકન આગળ કરાર કર્યા ; તેથી અંગ્રેજને હોંકોંગ મળ્યું, અને એમોય, ફુચ્ચુ, નિંગપો અને શાંગાઈ બંદરોમાં અંગ્રેજી વ્હાણોને વ્હેપાર કરવાની રજા મળી. ૧૮૪૨.

૧૧-લોર્ડ એલેનબરો, ( ૧૮૪૨-૪૪ ).—અફગાનીસ્તાનમાં અંગ્રેજની ગયલી આબરૂનું વેર લેવાને મોકલેલી સ્વારી, આપણે ઉપર કહી ગયા કે જેનરલ સેલ જલાલાબાદમાં અને જેનરલ નોટ કંદહારમાં ટકી રહ્યા હતા; એટલામાં ભાગજોગે એવું બન્યું કે ત્યાં ધરતીકમ્પ થયો તેથી તેઓના બાંધેલા કીલ્લા, કોટ ઇત્યાદિ સઘળાં રક્ષણનાં સાધનોનો નાશ થયો. હવે જેનરલ સેલની મદદે ખાઇબર ઘાટને રસ્તે જેનરલ પોલક આવ્યો, અને બોલન ઘાટને રસ્તે જેનરલ ઈંગલંડ આવ્યો, એ બંને લશ્કરે કાબુલ ઉપર સ્વારી કરી. રસ્તામાં ઘણાં યુદ્ધો થયાં, તેમાં અંગ્રેજની ફતેહ થઈ. સને ૧૮૪૨ના સપ્ટેમ્બરમાં સેલ કાબુલ જઇ પ્હોંચ્યો. જેનરલ નોટે ગીજની સર કરી તેના કિલ્લો તોડી નાખી આશરે બરસ ઉપર મહમુદે હરણ કીધેલાં સોમનાથના દેહેરાનાં બારણાં પાછાં લઈ આગ્રે મોકલાવ્યાં અને જેનરલ પોલકને કાબુલ જઈ મળ્યો. સેલ સાહેબની મડમ વગેરે અંગ્રેજના કેદીઓને પ્હેરેગીરોને લાંચ આપી છોડવ્યા. અંગ્રેજોએ કાબુલનો મ્હોટો બજાર બાળી નાખ્યો. રાજકાજમાં હાથ ઘાલવાનું દુરસ્ત ન લાગવાથી અંગ્રેજી લશ્કર પાછું હિંદુસ્તાન આવ્યું. દોસ્ત મહમ્મદ તથા બીજા અફગાન કેદીઓને તેઓને દેશ જવા દીધા. આ પ્રમાણે આ લડાઇનો અંત આવ્યો.

સિંધના અમીરો સાથે લડાઈ, ( ૧૮૪૨-૪૩ ).—અફગાનિસ્તાન સાથે લડાઈ ચાલતી હતી તે વખતે સિન્ધના અમીરોએ અંગ્રેજની સામાં દુશ્મનાઇના ચિન્હો બતાવ્યાં હતાં. તેથી લાર્ડ

એલેન્બરોએ તેઓને શિક્ષા કરવાનું ધાર્યું. મેજર ઔટ્રામ જે સિન્ધમાં અંગ્રેજી રેસિડંટ હતો, તેણે તેઓની ચાલ વિશે અસંતોષ બતાવ્યો હતો. આથી અમીરોએ ખીજવાઈને રેસિડંટના ઘર ઉપર હુમલો કીધો, પણ તેમાં તેઓ ફાવ્યા નહીં. ઔટ્રામ સાહેબ આગબોટમાં બેસી ચાલ્યો ગયો. હવે ગવર્નર જેનરલે સર ચાર્લ્સ નેપિઅરને પૂર્ણ સત્તા આપી સિન્ધ મોકલ્યો. બે યુદ્ધો થયાં,–મીઆની અને હૈદરાબાદ આગળ, ૧૮૪૩.–અને તે બન્નેમાં અમીરો હાર્યા. સિન્ધ બ્રીટીશ રાજ્ય સાથે ભેળી દીધું, અને અમીરોને કેદ કરી બનારસ મોકલી દીધા. નેપિઅર સાહેબને સિન્ધના ચીફ કમીશનરની જગો મળી.

**ગ્વાલિઅરમાં લડાઈ,** (૧૮૪૩)–દોલતરાવ સિન્ધીયા ૧૮૨૭માં અપુત્ર મરણ પામ્યો. તેની રાણી જંકોજીને દત્તક લઈ તેની વતી રાજ કરતી હતી. જંકોજીએ ૧૮૩૩માં રાજ્ય સત્તા પોતાના હાથમાં લીધી, પણ રાજ્યરક્ષક કોણ થાય તેને માટે રાણી અને જંકોજીના કાકા મામા સાહેબ વચ્ચે તકરાર ઉઠી. અંગ્રેજોએ મામા સાહેબનો પક્ષ ખેંચ્યો, તેથી રાણીના પક્ષવાળાઓએ મામા સાહેબને કહાડી મૂક્યો. આ ઉપરથી લોર્ડ એલેન્બરો વચ્ચે પડયો, ને બે લશ્કર ગ્વાલિઅર મોકલ્યાં. બે યુદ્ધો થયાં,–મહારાજપુર ને પનિઆર આગળ.–પહેલામાં સર હ્યુગફ અને બીજામાં જેનરલ ગ્રે ફતેહ પામ્યા. આથી અંગ્રેજ રાજ્યરક્ષક થયા, અને ગ્વાલિયરમાં શાન્તિ થઇ. સને ૧૮૪૪માં લોર્ડ એલેન્બરોને ડિરેક્ટરોએ પાછો બોલાવી લીધો.

**૧૨-લોર્ડ હાર્ડિંગ, (૧૮૪૪–૪૭).–પંજાબની હકીકત.**–રણજીતસિંગના મરણ(૧૮૩૯) પછી પંજાબમાં છેક અંધાધુંધી ચાલી રહી હતી. રાજગાદી માટે રણજીતસિંગના કુટુમ્બમાં અને રાજ્ય

મંડળમાં મારામાર અને કાપાકાપ ચાલી હતી. આખરે રણજીતસિંગની માનીતી રાણી ચંદાકુંવરનો પુત્ર ધુલિપસિંગ ગાદીએ બેઠો. રાજા સગીર હોવાથી રાજકાજ ચલાવવાને સીખ સરદારોની સભા થઇ, અને તે સભાનું નામ "ખાલસા" પાડ્યું. પણ સને ૧૭૮૫માં રાજ્ય સત્તા માટે પંજાબમાં ગરબડ મચી રહી.

**પહેલો પંજાબ અથવા સીખ વિગ્રહ, (૧૮૪૫-૪૭).**—સીખ લોકોના જબરા અને કવાયતી લશ્કરને મદ ચઢી ગયો હતો; અને લડવાને તલપી રહ્યું હતું; અને સીખ સરદારોનો ધારો હતો કે જ્યારે લશ્કર બળવાન થઈ પડે અને પોતાને અને પોતાના રાજ્યને ધાસ્તી પમાડે ત્યારે કોઇ પણ દુશ્મન સાથે લડાવવો. એ રીતે સીખ ફોજને અંગ્રેજી હદ ઉપર સ્વારી કરવા મોકલી, ૧૮૪૫. તે ફોજે સતલજ નદી ઉતરી આ પાર આવી ફીરોજપુરમાં ધાસ્તી ઉપજાવી આ ઉપરથી ગવર્નર જેનરલે લડાઇ જાહેર કીધી. ચાર હલ્લા થયાં,—(૧) મુડકી આગળ, તેમાં લોર્ડ ગફે લાલસિંગને હરાવ્યો, ૧૮૪૫; (૨) ફીરોજશાહ આગળ, તેમાં લોર્ડ ગફ, લોર્ડ હાર્ડિંગ, અને સર જોન લિટલરે લાલસિંગને હરાવ્યો, ૧૮૪૫; (૩) અલિવાલ આગળ સર હેરી સ્મિથે રણજોરસિંગને હરાવ્યો, ૧૮૪૬; (૪) સોબ્રાઉન આગળ, તેમાં લોર્ડ ગફે તેજસિંગ અને શામસિંગને હરાવ્યા, ૧૮૪૬. આખરે ધુલિપસિંગ જાતે અંગ્રેજને શરણ આવ્યો. અને લાહોર આગળ કરાર કીધા. તેની શરતો:– ધુલિપસિંગને અંગ્રેજે લાહોરના મહારાજા કબૂલ કીધો, અને તેના સગીરપણા સુધી તે બ્રિટિશ રેસિડંટના કહ્યા પ્રમાણે ચાલે; બીઆસ અને સતલજ નદી વચ્ચેનો જલંદર દોઆબ અંગ્રેજે પોતાના રાજ્ય સાથે જોડી દીધો; અંગ્રેજે લડાઇનો ખરચ લીધો; અને

નવા ગવર્મેન્ટના રક્ષણને માટે લાહોરમાં એક બ્રિટિશ ફોજ રહે તેના પોષણનો ખરચ ધુલિપસિંગે કબૂલ કીધો.

બાળહત્યા, માનવભોગ, અને સતિનો ચાલ જે હજી કોઈ કોઈ ઠેકાણે હતો તે લોર્ડ હાર્ડિંગે બંધ પાડયો, અને ઠગ લોકોને નરમ પાડી ૧૮૪૮ની શરૂઆતમાં પોતે વિલાયત ગયો.

૧૩ લોર્ડ ડલહોસી, (૧૮૪૮-૫૬)- સીખ લોકો સાથે બીજો વિગ્રહ, (૧૮૪૮-૪૯)-સને ૧૮૪૮માં લાલા મૂળરાજ મુલતાનનો ગવર્નર હતો. એની જગોએ લાહોરના સરદાર ખાન સિંગને નીમ્યો. તે, બે અંગ્રેજી અમલદારો-વેન્સ એન્યુ અને એંડરસનને લઈ મુલતાન ગયો, પણ ત્યાં તે બન્નેને કેટલાક ખુનીઓએ મારી નાખ્યા. એ ખુનીઓને મૂળરાજે ઈનામ આપ્યું અને બળવાનો ઝુંડો રોપ્યો; તે શાન્ત પાડવાને અંગ્રેજો નિકળ્યા. લેફટેનન્ટ એડવર્ડસ અને કર્નલ કોર્ટલાંટ મ્હોટાં લશ્કર લઈને ગયા; ભાવનપુરના નવાબે મદદ આપી. બે યુદ્ધો થયાં,- કિનેરી અને સદુસામ આ બે. ૧૮૪૮,-તેમાં બળવાખોરો તદન હારી ગયા. અને મૂળરાજને મૂલતાનના કિલ્લામાં કેદ કરી તે કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ થોડા લશ્કરને લીધે અંગ્રેજનુ ફાવ્યું નહીં. આથી બળવાનું જોર વધ્યું. લાહોરમાં બધા યુરોપી લોકોને મારી નાખવાના છે એવું એક કાવતરૂં અંગ્રેજોના જાણવામાં આવ્યું તેમાં મહારાણી પણ સામેલ હતી તેથી તેને કેદ કરી બનારસ મોકલી દીધી. આખરે જેનરલ વિહુશ એડવર્ડસની મદદે ગયો, અને મૂલતાનને ઘેરો ઘાલી તે લીધું. ત્યાર પછી બીજી બે ઝપાઝપી થઈ-રામનગર ૧૮૪૮. અને ચિલ્યનવોલા આગળ ૧૮૪૯માં-તે બન્નેમાં લોર્ડ ગફે શેરસિંગ ચતરસિંગ વગેરે સીખ સરદારોને હંફાવ્યા. આખરે એક મ્હોટી લડાઈ

ગુજરાત આગળ થઈ, સને૧૮૪૯, તેમાં ગફે શેરસિંગને હરાવી શીખ લોકોની સત્તા નરમ પાડી. અને પંજાબ બ્રિટિશ રાજ્ય સાથે ભેળી દીધું. મૂળરાજને દેશનીકાલ કીધો. ધુલિપસિંગને અંગ્રેજે પાંચ લાખ રૂપીયાનું વર્ષાશન કરી આપ્યું. કોહીનુર નામનો દુનિયામાં સૌથી મ્હોટો હીરો એની પાસેથી વિક્ટોરીઆ રાણીને મોકલાવી દીધો.

**બ્રહ્મી લોકો સાથે બીજી લડાઈ.** (૧૮૫૨-૫૩). સને ૧૮૫૨માં આવાના રાજાએ અંગ્રેજનું અપમાન કીધું. અને તેના નોકરોએ બ્રિટિશ રૈયત ઉપર જૂલમ ગુજાર્યો. એ ઉપરથી લામબર્ટ અને ગોડવિન સરદારો ત્યાં ગયા. લડાઈના દરમ્યાનમાં તેઓએ રંગુન, માર્ટબાન, બસીન. અને પ્રોમ શેહેરો લીધાં. આવાના રાજાએ ગભરાઇને પેગુ પ્રાન્ત અંગરેજોને આપી સલાહ કરી, ૧૮૫૩.

સને ૧૮૪૮માં સતારાનો રાજા શાહાજી, સને ૧૮૫૩માં નાગપુરનો રાજા રઘુજી ભોંસ્લે અને ઝાંસીનો રાજા ગંગાધરરાવ એ ત્રણે અપુત્ર મરણ પામ્યા. તેઓને દત્તક નલેવા દેતાં તેઓનાં રાજય લોર્ડ ડલહૌસીએ બ્રિટિશ રાજયમાં ભેળી દીધાં. અયોધ્યામાં અંધેર ચાલતું હતું તેથી તે પ્રાંત પણ ૧૮૫૬ માં બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધો. એ શિવાય ૧૮૫૩માં ગવર્નર જનરલે વરાડ પ્રાંત નિઝામ પાસે દેવાને પેટે લીધો. આ પ્રમાણે લોર્ડ ડલહૌસીની કારકીર્દીમાં અંગ્રેજોને ૧૧ પ્રાંત, સતારા પંજાબ, રંગુન માર્ટાબાન, બસીન, પ્રોમ, પેગુ, નાગપુર, ઝાંસી, અયોધ્યા અને વરાડ મળ્યા.

સને ૧૮૫૩માં કંપનીનો પટો પૂરો થવાથી કેટલાક અગત્યના નવા ફેરફાર સાથે પારલ્યામેંટે ફરીથી કીધો. આ ગવર્નર જેનરલની કારકીર્દીમાં કેળવણીને ઉત્તેજન મળ્યું, સડકો, પૂલ વગેરે બાંધવાના વિચાર થયા, અને તેને સારૂ નાણાની મ્હોટી રકમો કરજે કહાડી; હિંદુસ્તાનમાં રેલવે તથા તાર શરૂ થયા.

# પૂરવણી.

## પ્રખ્યાત માણસોનું ટૂંક વૃત્તાંત.

**મહુમ્મૂદ ગીજની.**—એ સબક્તગીનનો પુત્ર હતો, અને ૯૬૯માં જન્મ્યો હતો. એણે હિંદુસ્તાન ઉપર બાર સ્વારીઓ કરી. (જુઓ પાને ત્રીજે). તેની છેલ્લી સ્વારીમાં તેણે ગુજરાતમાં સોરઠી સોમનાથનું દેહેરું ભાગ્યું, અને તેમાંથી અથાગ દ્રવ્ય લઈ ગયો. તે ૧૦૩૦માં મરણ પામ્યો. તે સાહસિક અને ધનલોભી હતો.

**મહુમ્મૂદ ઘોરી (શાહબુદ્દીન)**—એ હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યનો સ્થાપનાર હતો. એણે ૧૧૭૫માં મૂલતાન જીત્યું, અને ત્રણ વરસ પછી લાહોર ઉપર ચહડાઈ કરી ત્યાંના રાજાને કેદ પકડ્યો. સને ૧૧૯૧માં દિલ્હી અને અજમેરના રાજા પૃથિવિરાજે એને પાણિપત આગળ હરાવ્યો; પણ બે વરસ પછી તેણે પૃથિવિરાજને શ્થાનેશ્વર આગળ હરાવી, કેદ પકડી, મારી નાંખ્યો. એણે ૧૧૯૪માં કનોજના રાઠોડ રાજા જયચંદને હરાવી કનોજ અને બનારસ લઈ લીધાં. કેટલેક વરસે ગક્કર નામના લોકે બળવો કરી લાહોર લીધું અને પંજાબ લૂટ્યું. તેમને સજા કરતાં તેઓમાંના કેટલાકે એને મારી નાંખ્યો, ૧૨૦૫.

**મહુમ્મૂદ તઘલખ**—એ ગ્યાસુદ્દીન તઘલખનો છોકરો હતો. એ ૧૩૨૫માં દિલ્હીની ગાદીએ બેઠો. એ શૂરવીર અને ભણેલો હતો, પણ ગાંડાઇ ભરેલાં કામો કરતો. એણે દક્ષિણમાં સ્વારી કીધી, પણ ત્યાં એ ફાવ્યો નહીં, અને ત્યાંના સરદારોએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં. પછી એણે ઇરાન તથા ચીન ઉપર સ્વારી કીધી, પણ તેમાં એનું લશ્કર નાશ પામ્યું. એની ઘેલછામાં એણે પોતાની રાજધાની દિલ્હી બદલી દોલતાબાદ કીધી, અને પોતાના

દાંત ઉપર એક કબર બંધાવી !! એ ૧૩૫૧માં મરણ પામ્યો.

**બાબર**.–એ હિંદુસ્તાનનો પ્હેલો મુગલ બાદશાહ હતો. એ તૈમૂરનો છઠો વંશજ હતો. અને ૧૪૮૩માં જન્મ્યો હતો. એણે ૧૫૨૬માં ઈબ્રાહિમ લોદીને પાણિપત આગળ હરાવ્યો, અને પોતે દિલ્હીનો બાદશાહ થયો. એણે ૧૫૨૭માં શિક્રી આગળ ચીતોડના રજપુત રાજા સંગને હરાવ્યો. અને બીજે વરસે ચંદેરી લીધું; અને ૧૫૨૯માં એણે બંગાળા અને બહાર પ્રાંત જીત્યા, અને બીજે વરસે મરી ગયો. ૧૫૩૦.

**હુમાયું**. એ બાબરનો છોકરો હતો. ગુજરાતનો બ્હાદુરશાહ એનો દુશ્મન હતો. તેથી એણે ૧૫૩૪માં તેના ઉપર ચડાઇ કરી તેને હરાવ્યો. એનો બીજો દુશ્મન બહાર અને બંગાળાનો સુબો સૂરવંશનો શેર અફગાન હતો; તેણે એને કનોજ આગળ બે વાર હરાવ્યો, ૧૫૩૯, ૧૫૪૦. હુમાયું ન્હાસતો ન્હાસતો ઇરાન ગયો. ત્યાંના રાજા શાહ તમસ્પે એને લશ્કર આપી હિંદુસ્તાન મોકલ્યો. ૧૫૫૬. અને તે વડે એણે સિકંદર સૂરને હરાવી પોતાની ગાદી પાછી મેળવી, પણ છ મહીના બાદશાહી ભોગવી મરણ પામ્યો.

**અકબર**.–એ હુમાયુંનો છોકરો હતો. અને ૧૫૪૨માં અમરકોટમાં જન્મેલો હતો. એ ૧૫૫૬માં ગાદીએ બેઠો. ત્યારે તેર વરસનો હતો તેથી બ્હેરામખાન રાજય ચલાવતો હુમાયુંનું મરણ સાંભળી આદિલશાહનો સરદાર હેમુ લશ્કર લઇ દિલ્હી આવ્યો; પાણિપત આગળ યુદ્ધ થયું. તેમાં બ્હેરામ જીત્યો. અકબરે ૧૫૬૦માં રાજ સત્તા પોતાને હાથ લીધી તેથી બ્હેરામ બંડ કરી ઉઠયો, પણ ફાવ્યો નહીં તેથી મક્કે જવા નિકળ્યો. પણ ગુજરાતમાં એને કોઇએ મારી નાંખ્યો. એણે ૧૫૫૩માં અજમેર

અને બીજે વર્ષે ગ્વાલિયર તાબે કીધાં. એણે ૧૫૬૮માં ચિતોડ-ના રાજાને હરાવી તે શેહેર લીધું. પછી એણે ૧૫૭૨માં ગુજરાત, ૧૫૭૬માં બંગાળા, બ્હાર અને ઓરિસ્સા. ૧૫૮૬માં કાશ્મીર, ૧૫૯૨માં સિંધ, અને ૧૫૯૪માં કંદહાર લીધાં. ૧૫૯૫માં અક-બરે પોતાના છોકરા મુરાદને અહમદનગર જીતવા મોકલ્યો. ત્યાં ચાંદબીબી રાજ કરતી હતી. તેણે મુરાદને હરાવી કહાડયો; આખ-રે અકબર જાતે ગયો, અને ૧૬૦૦માં અહમદનગર લીધું. અ-કબર ૧૬૦૫માં મરણ પામ્યો. એ દયાળુ અને ઇનસાફી હતો. એ જેમ મુસલમાનોને મોટા હોદ્દાની જગો આપતો. તેમ હિંદુઓને પણ આપતો. એણે જજીઆવેરો કહાડી નાંખ્યો, અને સતિ થવાના ચાલમાં અટકાવ કીધો. રાજા ટોડરમલ–જમીનની વસુલાત વ-ગેરેના ધારા બાંધનાર–આ રાજ્યમાં થઈ ગયો.

જહાંગીર—એ અકબરનો છોકરો હતો, અને ૧૬૦૫ માં ગાદીએ બેઠો. એ ૧૬૧૧માં નૂરજહાં સાથે પરણ્યો. એણે ૧૬૧૩ માં અંગ્રેજ લોકોને સુરત, અમદાવાદ, ગોઘા અને ખંભાતમાં કોઠીઓ સ્થાપવા દીધી. અને બે વરસ પછી સર ટામસ રો કરીને અંગ્રેજી વકીલ આવ્યો, તે ઉપરથી કંપનીને એણે વ્હેપારના કે-ટલાક હક આપ્યા. એના રાજ્યમાં એના છોકરા શાહજહાંએ હામ હામ બંડો મચાવ્યાં. ૧૬૨૬માં કાબૂલ જતાં જહાંગીરને એ-ના સરદાર મ્હોબતખાંએ કેદ પકડયો. નૂરજહાં તેને છોડાવવાને પ્હેલી તો ફાવી નહીં, પણ પછવાડેથી તેને છોડાવ્યો. જહાંગીર ૧૬૨૭માં મરણ પામ્યો.

શાહજહાં.—એ જહાંગીરનો છોકરો હતો, અને ૧૬૨૭માં ગાદીએ બેઠો. બીજે વરસે દક્ષિણના સૂબેદાર ખાનજહાં લોદીએ સ્વતંત્ર થવાનું પ્રયત્ન કીધું, પણ શાહજહાંએ તેની જગેએ

મ્હોબતખાનને નીમીને તેને માળવે મોકલ્યો. આથી ખાનજહાંએ આગ્રામાં બંડ ઉઠાવ્યું, પણ હારી ગયો. તેથી ન્હાસી અહમદનગરના રાજા સાથે મળી દક્ષણમાં બંડ ઉઠાવ્યું, પણ આખરે ૧૬૩૭માં શાહજહાંએ અહમદનગર સર કર્યું. એજ વરસમાં કંદહારના ગવર્નર અલીમર્દાનખાને તેના પાદશાહના જુલમથી કંટાળી તે શેહેર શાહજહાંને આપ્યું, પણ ઇરાની લોકોએ તે પાછું લઈ લીધું. શાહજહાંને ચાર છોકરા હતા–દારા, શુજા, મુરાદ અને ઔરંગઝેબ; તેમાં ઔરંગઝેબ સૌથી ખંધો હતો; તેણે, પોતાના ભાઈઓને જેર કરી તથા બાપને પદભ્રષ્ટ કરી ૧૬૫૮માં ગાદી પચાવી પાડી. શાહજહાંને ઇમારતોનો ઘણો શોખ હતો. એણે આગ્રામાં તાજમ્હેલ બાંધ્યો, અને પોતાને વાસ્તે ૬॥ કરોડ રૂપીઆ ખરચી મયુરાસન બનાવ્યું, એ ૧૬૬૬માં મરણ પામ્યો.

ઔરંગઝેબ–એ શાહજહાંનો સૌથી ન્હાનો છોકરો હતો. એણે પોતાના બાપને ૧૬૫૮માં પદભ્રષ્ટ કીધો, અને તેની ગાદી પોતે પચાવી પડયો. શિવાજી જે એનો કટ્ટો દુશ્મન હતો, તેની સાથે એણે ઘણીવાર લડાઇ ચલાવી. એણે હિંદુઓ ઉપર જજીઆ વેરો નાખ્યો, તેથી જોધપુરનો રાણો જસવંતસિંગ જે કાબૂલનો સૂબેદાર હતો તે એની સામે થયો, પણ તે ૧૬૭૭માં મરણ પામ્યો, ત્યારે ઔરંગઝેબે તેની વિધવા તથા છોકરાનું ઘણું અપમાન કીધું, તેથી સઘળા રજપૂતો સામા થયા; પણ ઔરંગઝેબના છોકરાઓએ તેઓને હરાવી નરમ પાડયા. પછી એના છોકરા અકબરે રજપૂતોના સમજાવ્યાથી બંડ કીધું, પણ તેમાં તે ન ફાવતાં ઇરાન ન્હાસી ગયો, અને ત્યાં ૧૭૦૬માં મરણ પામ્યો. સને ૧૬૮૬માં ઔરંગઝેબે બીજાપુર લીધું, અને બીજે વરસે ગોલકોંડા લીધું. એણે દક્ષિણમાં લડાઇ ચલાવી, તે દરમ્યાન શં-

બાજીને કેદ કરી તેને મારી નાખ્યો, અને શાહને કેદ કીધો. ઔરંગઝેબ ૧૭૦૦માં અહમદનગર ગયો. અને ત્યાં ૧૭૦૭માં મરણ પામ્યો. એ હુશિયાર અને લડાઇની ઝનુનવાળો હતો, પણ ધર્માન્ધ ને લુચ્ચો હતો.

**પૃથ્વિરાજ.**—એ અજમેર અને દિલ્હીનો ચોહાણ રજપૂત રાજા હતો. એણે ૧૧૯૧માં શાહબુદ્દીન ઘોરીને પાણિપતના યુદ્ધમાં હરાવ્યો. પણ બે વરસ રહી તેણે એને સ્થાનેશ્વર આગળ હરાવ્યો. અને કેદ કરી મારી નાખ્યો. એ ઘણોજ શૂરો અને સ્વદેશાભિમાની રજપૂત રાજા હતો.

**ટોડરમલ.**—એ અકબરના રાજ્યમાં જમીનની વસુલાત વગેરેના ધારા બાંધનાર હતો. એણે પોતાના ધારા સૂરવંશના શિરશાહના કાયદા ઉપરથી બાંધ્યા. એણે રાજ્યના ૧૮ વિભાગ કીધા. અને તે દરેકમાં એકેકો સૂબેદાર નીમ્યો. એણે બંગાળાના અફગાન સરદારને તાબે કીધો. અને તેને ૧૫૭૬માં મારી નાખ્યો.

**બહેરામખાન**—એ એક ઈરાની અમીર હતો. હુમાયુંએ એની મદદથી ૧૫૫૪માં બંગાળાના સિંકદર શૂરને હરાવ્યો. હુમાયુંના મરણ પછી એ અકબરની વતી રાજ ચલાવવા લાગ્યો, અને એણે પાણીપતના યુદ્ધ (૧૫૫૬) માં આદિલશાહના સરદાર હેમુને હરાવ્યો. આથી રાજ્યની કુલ સત્તા એના હાથમાં આવી. હવે અકબર જ્યારે મ્હોટો થયો, ત્યારે તેનાથી એ ખમાયું નહીં તેથી તેણે રાજસત્તા પોતાના હાથમાં લીધી. આથી બહેરામખાં બંડ કરી ઉઠ્યો, પણ ફાવ્યો નહીં. તેથી મક્કે જાત્રા જવા નિકળ્યો, પણ ગુજરાતમાં તેને કોઈએ મારી નાખ્યો.

**મહોબતખાન.**—એ કાબુલમાં રાજ કરતો હતો ત્યાંથી એને નૂરજહાંએ પોતાના છોકરા શેરિઆરને ગાદી આપવામ

મદદ કરવાને દિલ્હી બોલાવ્યો. જ્યારે ૧૬૨૧માં શાહજહાં બંડ કરી ઉઠ્યો, ત્યારે મ્હોબતખાંએ તેને દક્ષિણમાં ન્હસાડ્યો. એને પાર્વિઝ શાહજાદા જોડે દોસ્તી થઈ તેથી એ નૂરજહાંનો અકારો થઇ પડ્યો. જ્યારે જહાંગીરે કાબૂલ તરફ ચ્હડાઇ કરી ત્યારે તેણે મ્હોબ્બતખાનની મદદ માગી; તે લસ્કર લઇને આવ્યો. પણ પાદશાહ એના ઉપર ગુસ્સે થયલો સાંભળી એણે તેને કાબુલ જતાં રસ્તામાં કેદ પકડ્યો. નૂરજહાંએ તેને છોડવવાને ઘણી મ્હેનત કીધી; પ્હેલાં તો ફાવી નહીં, પણ પાછળથી તેને છોડાવ્યો. મ્હોબતખાન દક્ષિણમાં જઇ શાહજહાંને મળ્યો અને જહાંગીરના મરણ પછી તેને ગાદીએ બેસાડ્યો. શાહજહાંએ એને ૧૬૩૨માં દક્ષણનો સૂબેદાર બનાવ્યો, પણ બે વરસ રહી સને ૧૬૩૪માં એને પાછો બોલાવી દીધો.

**ચાંદબીબી.**—એ બીજાપુરના અલીઆદિલશાહની વિધવા બેગમ હતી. ૧૫૯૫માં અહમદનગર એના હાથમાં આવ્યું. તેને અકબરના છોકરા મુરાદે ઘેરો ઘાલ્યો, પણ એણે એવીતો બ્હાદુરીથી તેનું રક્ષણ કીધું કે મુરાદને ઘેરો ઉઠાવી ચાલ્યાં જવું પડ્યું. પછી અકબરે જાતે આવી ૧૬૦૦માં એ શેહેર લીધું. ચાંદબીબીને તેના સીપાહીઓએ મારી નાખી.

**મલીકઅંબર.**—એ આબીસિનિયાનો રહેવાસી અહમદનગરમાં મ્હોટો અમીર થઈ પડ્યો હતો. ચાંદબીબીના મરણ પછી એ અહમદનગરના રાજ્યનો કારભાર ચલાવવા લાગ્યો. એણે દક્ષિણમાં ટોડરમલની મ્હેસુલની પદ્ધતિ દાખલ કીધી. અને ૧૬૨૬માં મરણ પામ્યો ત્યાંસુધી મુગલોની સામો બ્હાદુરીથી ટકી રહ્યો.

**નાદિરશાહ.**—એ ઇરાનનો પાદશાહ હતો. એણે કંદહાર અને કાબુલ જીત્યા પછી અહમ્મદશાહના વખતમાં હિંદુસ્તાન

ઉપર ચડાઈ કરી મુગલ લશ્કરને ૧૭૩૮માં કર્નાલ આગળ હરાવી પાદશાહ સાથે એ દીલ્હી ગયો. ત્યાં ઈરાનીઓને મુગલોએ માર્યા, તેથી નાદિરે દિલ્હીના લોકોની કતલ કરાવી, દિલ્હી લૂટી, પુષ્કળ દ્રવ્ય લઈ, પાદશાહને ગાદીએ બેસાડી, પાછો ઇરાન ગયો, ૧૭૩૯. એને ૧૭૪૭મા એની પ્રજાએ મારી નાખ્યો.

શિવાજી.—એ ૧૬૨૭માં જન્મ્યો હતો. એના બાપનું નામ શાહજી હતું, તે મલીકઅંબરના અને પછવાડેથી બીજાપુરના રાજાના લશ્કરનો સરદાર હતો. એને લખતાં વાંચતાં કંઇ આવડતું નહોતું, પણ લડાઈના કામમાં ઘણો ચતુર હતો. એણે ૧૯ વરસની ઉમ્મેરે તોર્નિઆનો કિલ્લો લીધો. અને તેમાંથી એને પુષ્કળ દ્રવ્ય મળ્યું તે વડે એણે રાયગઢનો કિલ્લો બાંધ્યો. ૧૬૫૯માં બીજાપુર સરકારે એની સામા અફ્ઝૂલખાનને મોકલ્યો. પણ શિવાજીએ તેને ખંજર મારી મારી નાખ્યો, અને તેનું લશ્કર કાપી નાંખ્યું. એણે ૧૬૬૨માં દક્ષિણના સૂબા શાયિસ્તખાન ઉપર ચડાઈ કરી, તેના ઉપર ઘા કીધો. પણ તે બચી ગયો, અને તેની બે આંગળીઓ કપાઈ ગઈ. ૧૬૬૪માં એણે સુરત લૂટયું, અને ત્રીસ કરોડની મતા લઇ ગયો. એજ વરસમાં એણે રાજાની પદવી ધારણ કરી પોતાના નામના સિક્કા પાડવા લાગ્યો. એણે ૮૫ વ્હાણનો કાફલો બાંધ્યો, અને મક્કે જનારા જાત્રાળુ લોકોનાં વ્હાણ લૂટવા લાગ્યો. આથી ઔરંગઝેબે બીજવાઇને એની સામા રાજા જયસિંગ અને દીલીરખાનને મોકલ્યા. તેઓએ એને હરાવી એના વીસ કિલ્લા લઇ લીધા. એ નુકસાનના બદલામાં શિવાજીને બીજાપુરના રાજ્યના કેટલાક ભાગની ચોથ અને સરદેશમુખી લેવાનો હક મળ્યો. પછી એણે ઔરંગઝેબની તરફથી જેસિંગ સાથે જઇ બીજાપુરના રાજા સાથે લડાઇ કરી, તેથી ખુશી થઈ પાદશાહે એને

દિલ્હી બોલાવ્યો. પણ ત્યાં એને કેદ રાખવા જેવું કરવામાં આવ્યું તેથી તે ન્હાસી રાયગઢ પાછો આવ્યો. ૧૬૭૦માં એણે પાછું સુરત લૂટ્યું, અને ચાર વરસ પછી પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. ૧૬૭૬માં એણે કર્ણાટક ઉપર ચ્હડાઇ કરી જીંજી. વેલોર, વગેરે શેહેરો લીધાં. એ ૧૬૮૦માં મરણ પામ્યો. એ બહાદુર લડવૈઓ, ચતુર સરદાર, અને હુશિઆર રાજકારભારી પુરૂષ હતો.

**ચંદાસાહેબ.**—એ કર્ણાટકના નવાબ દોસ્તઅલીનો જમાઇ હતો. એ ફ્રેંચ પક્ષનો હતો. ત્રિચિનાપલીના હિંદુ રાજાના મરણ પછી એણે તેની વિધવા રાણી જોડે દગો કરી તે શેહેર લઇ લીધું, ૧૭૩૬, અને તંજાવરના મરેઠી રાજા પાસેથી કેરિકલ બંદર લઇ ફ્રેંચોને આપ્યું. હવે મરેઠાઓએ ત્રિચિનાપલીને ઘેરો ઘાલ્યો, અને ચંદાસાહેબને કેદ કરી સતારે લઇ ગયા, ૧૭૪૧. હવે નિઝામ-ઉલ્મુલ્કના પૌત્ર મુજફ્ફરજંગને નાસિરજંગ સાથે લડવું પડ્યું. તેથી તે સતારે મરેઠાઓની મદદ લેવા આવ્યો. અહીંઆં એને ચંદાસાહેબ સાથે દોસ્તી થઇ. બન્નેએ મળી ડૂપ્લેને કાગળ લખ્યો. તેણે મરેઠાઓને સાત લાખ રૂપીઆ આપી ચંદાસાહેબને કેદમાંથી છોડાવ્યો. પછી ત્રણેએ મળી અન્વરૂદ્દીનને આંબુર આગળ હરાવ્યો. ૧૭૪૯-૫૦. અને ચંદાસાહેબ કર્ણાટકનો નવાબ થયો. ૧૭૫૧માં ચંદાસાહેબે ફ્રેંચોની મદદથી ત્રિચિનાપલીને ઘેરો ઘાલ્યો, અને તે શેહેર તાબે થવાની તૈયારીમા હતું એવામાં ક્લાઇવે ચંદાસાહેબની રાજધાની આર્કટને ઘેરો ઘાલી તે શેહેર લીધું. પછી ક્લાઇવ અને લોરેન્સ ત્રિચીનોપલી કે જેમાં મહમદઅલી ઘેરાયલો હતો; અને જેને ચંદાસાહેબે ઘેરો ઘાલ્યો હતો, તે છોડાવવાને ત્યાં ગયા; ત્યાં ભારે લડાઇઓ થઇ, તેમાં ચંદાસાહેબ માર્યો ગયો, ૧૭૫૨.

ડૂપ્લે.—એ ફ્રેંચ ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો મુખ્ય વ્હેપારી હતો. સને ૧૭૩૧મા ફ્રેંચે એ એને ચંદ્રનગરનો ગવર્નર બનાવ્યો, અને દસ વરસ પછી એને પોન્ડિચરીનો એને હિંદુસ્તાનમાં ફ્રેંચ રાજ્યોનો ગવર્નર જેનરલ બનાવ્યો. એણે અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી કહાડવાનો વિચાર કીધો. એણે લાબોર્ડોનેઇને મદ્રાસને ઘેરો ઘાલવા મોકલ્યો. તેણે તે શેહેર લીધું તો ખરૂં, પણ લાંચ લઈ અંગ્રેજોને પાછું આપ્યું. આ વાત ડૂપ્લેએ મંજુર ન રાખી અને મદ્રાસ જઈ અંગ્રેજ કેદીઓને પોન્ડિચરી મોકલી દીધા. શરત પ્રમાણે અન્વરૂદ્દીનને મદ્રાસ ન મળ્યું તેથી તેણે એની સામા પોતાના છોકરાને લશ્કર આપી મોકલ્યો, પણ તે હારી ગયો ૧૭૪૬. ડૂપ્લેએ હવે ફોર્ટ સેન્ટ ડેવિડ ઊપર હુમલો કીધો, પણ અંગ્રેજની મદદે વ્હાણનો એક કાફલો આવ્યો તેથી એનું બીલકુલ ફાવ્યું નહીં. ૧૭૪૮માં અંગ્રેજોએ પોન્ડિચરીને ઘેરો ઘાલ્યો, પણ ડૂપ્લેની ચતુરાઇ આગળ તેઓ ફાવ્યા નહીં. એને ચંદાસાહેબ સાથે દોસ્તી હતી, તેથી એણે મરેઠાઓને સાત લાખ રૂપીઆ આપી તેને કેદમાંથી છોડાવ્યો; અને એણે, ચંદાસાહેબે અને મુજફ્ફરજંગે મળી અન્વરૂદ્દીનને અંબુર આગળ હરાવ્યો, ૧૭૪૯–૫૦ બીજે વરસે નાસિરજંગ માર્યો ગયો, ત્યાં ડૂપ્લેએ એક જયસ્તંભ ઉભો કીધો, અને એક શેહેર બાંધ્યું તેનું નામ ડૂપ્લે-ફતેહ–આબાદ પાડયું, અને ૧૭૫૪માં ફ્રેંચ સરકારે એને પાછો બોલાવી લીધો. એ ૧૭૬૪માં મરણ પામ્યો.

લાબોર્ડોનેઈ.—એ ફ્રેંચ સરદાર ૧૭૪૬માં ડૂપ્લેની મદદે હિંદુસ્તાન આવ્યો. એને ડૂપ્લેએ મદ્રાસને ઘેરો ઘાલવા મોકલ્યો; તે શેહેર એણે લીધું, પણ લાંચ લઈ ડૂપ્લેની મરજી ઉપરાંત તે અંગ્રેજને પાછું આપી દઈ પોતાના વ્હાણ મોરિશ્યસ હંકારી

આવ્યા. એ ફ્રાન્સ ગયો ત્યારે એને ફ્રેંચ સરકારે કેદ કીધો. એ ૧૭૫૩માં મરણ પામ્યો.

બુસી.—એ બહાદુર ફ્રેંચ સરદાર ૧૭૧૮માં જન્મ્યો હતો. એ જ્યારે હિંદુસ્તાન આવ્યો ત્યારે એણે ડુપ્લેના હાથ નીચે કામ કીધું, ૧૭૫૦. એણે સલાબતજંગને દક્ષણનો સુબેદાર બનાવી દક્ષિણમાં ફ્રેંચ સત્તા સ્થાપી. અને પછવાડેથી દોલતાબાદ ગઢ લીધો. એ પૂર્ણ સત્તામાં આવ્યો એટલે ફ્રેંચ સરકારે એને બદલે લાલીને મોકલ્યો. ૧૭૫૯માં એણે અને લાલીએ અંગ્રેજના શેહેર વાન્દિવાશને ઘેરો ઘાલ્યો; અહાંયાં લડાઈ થઈ, તેમાં કુટે બન્નેને હરાવ્યા, બુસી કેદ પકડાયો, ૧૭૬૦. એ ૧૭૮૩માં મરણ પામ્યો.

લાલી.—એ એક પ્રખ્યાત ફ્રેંચ સરદાર હતો. એ ૧૭૫૭માં હિંદુસ્તાન આવ્યો. એણે ફોર્ટ સેન્ટ ડેવિડને ઘેરો ઘાલી તે ગઢ લીધો. ફ્રેંચ સરકારે દોલતાબાદમાંથી બુસીને કહાડી એને ફ્રેંચ રાજ્યનો ગવર્નર જેનરલ બનાવ્યો, તેથી તે રાજને ઘણું નુકસાન થયું. ૧૭૫૯માં એણે મદ્રાસને ઘેરો ઘાલ્યો. પણ અંગ્રેજની મદદે એક વહાણનો કાફલો આવ્યો, તેથી એને તે ઘેરો ઉઠાવવો પડયો ૧૭૫૯માં એણે મદ્રાસને ઘેરો ઘલ્યો, પણ અંગ્રેજની મદદે એક વહાણનો કાફલો આવ્યો તેથી એને તે ઘેરો ઉઠાવવો પડયો. ૧૭૫૯ના ડીસેમ્બરમાં એણે અને બુસીએ વાન્દિવાશને ઘેરો ઘાલ્યો; અહીંયાં લડાઈ થઈ તેમાં સર આયર કુટે બન્નેને હરાવ્યા. ૧૭૬૦. અને બુસી કેદ પકડાયો. ૧૭૬૧મા અંગ્રેજોએ પોન્ડિચરી લીધું. અને લાલીને કેદ કરી મદ્રાસ મોકલી દીધો. છુટયા પછી એને ફ્રેંચ સરકારે ૧૭૬૬ ગરદન માર્યો.

રોબર્ટ કલાઈવ.—આ પ્રખ્યાત અંગ્રેજ સરદાર ૧૭૨૫માં જન્મ્યો હતો. ૧૭૪૪માં એ કંપનીના મેહેતા તરીકે હિંદુસ્તાન

આવ્યો. પણ તે નોકરી એને પસંદ ન પડવાથી લશ્કરમાં દાખલ થયો. એણે પોતાની પહેલી બહાદુરી પોન્ડિચરીને ઘેરો ઘાલ્યો તે વખતે બતાવી, અને ૧૭૪૯માં દેવિકોટા ગઢ લીધો. જ્યારે ૧૭૫૧માં ચંદાસાહેબે અને તેના મળતીઆ ફ્રેંચોએ અંગ્રેજના મિત્ર મહમદઅલીને ત્રિચીનપલીમાં ઘેર્યા, ત્યારે ક્લાઇવે ચંદાસાહેબની રાજધાની આર્કટ ઉપર હુમલો કરી તે શેહેર લીધું. ચંદા સાહેબે પોતાના છોકરા રાજા સાહેબને મોકલ્યો, પણ તેનું કંઈ ફાવ્યું નહીં ૧૭૫૭માં ક્લાઇવે પ્લાસીના યુદ્ધમા સુરાજાઉદ્દૌલાને હરાવ્યો. એણે મુગલ બાદશાહ શાહઆલમ બીજાને બે વાર પટના આગળ હરાવ્યો. અને તેની પાસે બંગાળા, બ્હાર, અને આરિસ્સાની દીવની મેળવી . ૧૭૬૫. રાજમાં ઘણા અગત્યના સુધારા કરી એ ૧૭૬૭માં ઈંગ્લંડ ગયો ત્યાં એ ૧૭૭૪માં આપઘાત કરી મરણ પામ્યો. એ લડાઇમાં ઘણો બ્હાદુર હતો,

મેજર લારેન્સ—એ એક અંગ્રેજ સરદાર હતો. સને ૧૭૪૮માં ફ્રેંચોએ કદલોર ઉપર હુમલો કીધો ત્યારે એણે તેનું બ્હાદુરીથી રક્ષણ કીધું. એણે બે વરસ સુધી ફ્રેંચોને ત્રિચીનોપલી આગળ હંફાવ્યા, અને ૧૭૫૨માં બાહૂર આગળ તેઓને હરાવ્યા.

સર આયર કૂટ—એ આયર્લંડમાં૧૭૨૬માં જન્મ્યો હતો. ૧૭૫૭માં એ હીંદુસ્તાન આવ્યો. અને ત્રણ વરસ પછી ફ્રેંચ સરદાર લાલીને વાન્ડિવાશના યુદ્ધમાં હરાવ્યો. સને ૧૭૬૧માં એણે પોન્ડિચરીને ઘેરો ઘાલી તે શેહેર લીધું એ ૧૭૭૦માં વિલાયત ગયો, અને ૧૭૮૧માં પાછો આવી એણે હૈદરને પોર્ટો નોવો, પોલિલોર, અને શોલિંગઢના યુદ્ધમાં હરાવ્યો. એ ૧૭૮૩માં મદ્રાસમાં મરણ પામ્યો.

મીર જાફર.—એ સુરાજાઉદ્દૌલાના લશ્કરનો સરદાર હતો. એણે-

ક્લાઇવ વગેરે સાથે મળી સુરાજાઉદ્દૌલાને પદભ્રષ્ટ કરવા મસલત કીધી, અને તેને ૧૭૫૭માં પ્લાસી આગળ હરાવી પોતે નવાબ થયો. બીજો શાહ આલમ શુજાઉદ્દૌલા સાથે મળી એને ગાદી ઉપરથી ઉઠાડવાનો વિચાર કરી લશ્કર સાથે ગયો; પણ પટના આગળ અંગ્રેજની મદદથી મીર જાફરે તેઓને હરાવ્યા. એ અરસામાં એને અંગ્રેજથી સ્વતંત્ર થવાનું મન ગયું; તેમાં એણે વલંદાઓની મદદ લીધી, પણ ચિન્સુરા આગળ યુદ્ધ થયું તેમાં કર્નલ ફોર્ડથી તેઓ હારી ગયા. ૧૭૫૯-૬૦. હવે ક્લાઇવની જગોએ વાન્સિટાર્ટ આવ્યો. તેણે એની પાસેથી અંગ્રેજનું લ્હેણું માગ્યું, પણ તે એનાથી અપાયું નહીં; તેથી એને ગાદી ઉપરથી ઉઠાડી એના જમાઇ મીર કાસિમને નવાબ કીધો. પછી અંગ્રેજને મીર કાસિમ સાથે વાંધો પડ્યો, ત્યારે એને પાછો નવાબ બનાવ્યો. એ ૧૭૬૫માં મરણ પામ્યો.

**મીર કાસિમ.**- એ મીર જાફરનો જમાઇ હતો. જ્યારે જાફર અંગ્રેજના સામો થયો ત્યારે તેઓએ એને બંગાળાનો નવાબ બનાવ્યો. ૧૭૬૦. એ બદલ એણે અંગ્રેજોને બર્દવાન મીદનાપુર અને ચીતાગાંગ આપ્યાં. એને પદભ્રષ્ટ કરવા બીજો શાહઆલમ શુજાઉદ્દૌલાની મદદ લઇ આવ્યો. પણ તેને પટના આગળ કર્નલ કાલિયડે હરાવ્યો. ૧૭૬૧, તેથી તેણે મીરકાસિમને નવાબ કબુલ કીધો. પછી એણે જેમ કંપનીના માલ ઉપર દાણની માફી કીધી હતી તેમ પોતાની રૈયતના માલ ઉપર પણ કીધું તેથી કંપની ગુસ્સે થઈ એને ગાદી ઉપરથી ઉઠાડી એના સસરા મીર જાફરને પાછી ગાદી આપી. આથી મીર કાસિમ અંગ્રેજના સામો થયો, પણ ઘેરીઆ આગળ હારી ગયો, ૧૭૬૩. ત્યાર પછી શુજાઉદ્દૌલા, અને બીજો શાહ આલમ લશ્કર લઈ આવ્યા. બાકસર

આમાંથી યુદ્ધ થયું. તેમાં મેજર મન્રોએ એ ત્રણેને હરાવ્યા. ૧૭૬૪.

સુરાજાઉદ્દૌલા.—એ બંગાળા બ્હાર અને એરિસાનો ન વાબ હતો, એને અંગ્રેજ સાથે કટ્ટું વેર હતું. એણે કાસિમ બ. જારમાં તેઓની કોઠી લૂટી અને કલકત્તા ઉપર હુમલો કીધો. એના મણસોએ ૧૪૬ અંગ્રેજોને એક ન્હાની કોટડીમાં પૂર્યા, તેમાંથી ૧૨૩ ગુંગળાઈ મૂઆ, એના સામી એના સરદાર મીર જાફર, કલાઈવ, અને બીજાઓએ મળી એક મસલત રચી, એ- ને પ્લાસીના યુદ્ધમાં હરાવ્યો, ૧૭૫૭. તરતજ પછી એને મીર જાફરના છોકરા મીરાને મારી નાંખ્યો. એ વિષયી ને ક્રૂર હતો.

હૈદર અલી.—એ એક પંજાબી ફકીરનો પૌત્ર હતો. એ મ્હેસુરના રાજાની નોકરીમાં દાખલ થયો, અને તેણે એને ડિંડીગલ પ્રાંતની ફોજદારી આપી. ત્યાં એણે લૂટફાટ કરી, પુષ્કળ દ્રવ્ય મે- ળવ્યું. સને ૧૭૬૧માં એણે રાજાને અને પ્રધાન નંદરાજને પદ ભ્રષ્ટ કીધા. અને પોતે સૂલતાન થયો. ૧૭૬૩માં એણે બેડનોર ઉપર ચ્હડાઈ કરી તે શેહેર લીધું. ૧૭૬૬માં એણે મલબાર ઉ- પર ચ્હડાઈ કરી કેલીકટ લીધું. હૈદરનો આ ઉદય માધવરાવ પેશ્વા, નિઝામ અને અંગ્રેજથી ખમાયો નહીં તેથી તેઓએ એના ઉપર ચ્હડાઈ કરી, પણ હૈદરે પેશ્વાને લાંચ આપી તે પક્ષમાંથી તેને છોડવ્યો, અને નિઝામને લાંચ આપી પોતાના પક્ષમાં લીધો. પ- છી એણે અંગ્રેજો સાથે ચંગામ અને ત્રિનોમાલી આગળ યુદ્ધ કીધાં, ૧૭૬૭, પણ બંનેમાં કર્નલ સ્મિથે એને હરાવ્યો. સને ૧૭૬૯માં એણે અંગ્રેજ સાથે મદ્રાસ આગળ કરાર કીધા. ત્રણ વરસ પછી ત્રિંબકમામાએ એને ચેરકુલી આગળ હરાવ્યો. ૧૭૮૦માં અંગ્રેજ સામા એ પાછો ઉઠયો, અને પેલીલોર આગળ કર્નલ બેલીને હરાવી તેને કેદ પકડયો, પણ સર આયરકૂટે એને

પોર્ટોનોવો, પોલીલોર, અને શોલિંગઢનાં યુદ્ધોમાં હરાવ્યો, ૧૭૮૧. ૧૭૮૨માં ૮૦ વરસની ઉમ્મરે એ મરણ પામ્યો. એ ક્રૂર હતો, પણ લશ્કરી કામમાં ચતુર અને દૃઢ મનનો હતો.

ટીપુ.— એ હૈદરનો છોકરો હતો, અને ૧૭૮૨માં મ્હૈસુરની ગાદીએ બેઠો. એજ વરસમાં એણે કર્નલ બ્રાથવેટને કોલેરૂન નદીના કિનારા આગળ હરાવ્યો, એણે મરેઠા અને નિજામની સામાં ઘણી ફતેહ કરી, અને મલબાર પ્રાંતો જીત્યા. ૧૭૮૯માં એણે અંગ્રેજના મળતિયા ત્રાવણકોરના રાજા ઉપર ચઢાઈ કરી, તેથી તેઓએ એને ૧૭૯૧માં અરિકેરાના યુદ્ધમાં હરાવ્યો. પછી બીજે વરસે લોર્ડ કાર્નવોલિસે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. અંગ્રેજનું જોર વધારે જોઇ ટીપુએ સલાહ કીધી. ૧૭૯૯માં એણે અંગ્રેજોની સામા લડવા કાબૂલના જમાનશાહ, અને ફ્રાન્સના નેપોલ્યન બોનાપાર્ટ સાથે ખટપટ ચલાવી. આ વાતની ખબર લોર્ડ વેલ્સલીને પડી એટલે તેણે બે લશ્કર એની સામા મોકલ્યાં. જેનરલ સ્ટયુઅર્ટે સદાશિર આગળ, અને જેનરલ હેરિસે માલ્વેલી આગળ એને હરાવ્યો. અને બન્ને લશ્કરે મળી શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલી તે લીધું. ટીપુ લડતાં રણમાં પડ્યો. ૧૭૯૯. એ ક્રૂર હતો. પણ લડવામાં ઘણોજ શૂરો હતો. એને મ્હૈસુરનો "વાઘ" કહેતા.

લોર્ડ લેઈક.—એ એક પ્રખ્યાત અંગ્રેજ સરદાર હતો. એણે દેલતરાવ સિંધીઆને દિલ્હી, આગ્રા, અને લાસ્વારીના યુદ્ધોમાં હરાવ્યો, અને બીજા શાહઆલમને મરેઠી સત્તામાંથી છોડવી આગ્રા લીધું. ૧૮૦૩. સને ૧૮૦૪માં એણે જસવંતરાવ હોલ્કરને ફરૂક્કાબાદ આગળ હરાવી દીગ ગઢ લીધો. ૧૮૦૫ની શરૂઆતમાં એણે ભરતપુરને ઘેરો ઘાલ્યો; તે કિલ્લો એનાથી લેવાયો નહીં પણ ત્યાંના રાજાને હોલ્કરના પક્ષમાંથી કહાડી તેના પાસેથી વીસ લાખ રૂપીઆ

લીધા. એ ૧૮૦૪માં મરણ પામ્યો.

**નાનાફડનવિસ**—એ ઘણો હુશિઆર મરેઠા કારભારી હતો. જ્યારે પાંચમો પેશ્વા નારાયણરાવનું ખૂન થયું. ત્યારે એણે રાઘોબાની સામા થઇ તેની વિધવાનો પક્ષ લીધો. અને તેનો છોકરો ૪૦ દીવસનો થયો એટલે તેને પેશ્વાની ગાદીએ બેસાડયો. હવે રાઘોબાએ પેશ્વાઇ લેવાને મુંબઈ સરકાર સાથે સુરતના કરાર કીધા, ત્યારે એણે બંગાળા સરકાર સાથે પુરંધર આગળ કરાર કીધા. ૧૭૭૬, આથી મુંબઇ સરકાર અને બંગાળા સરકાર વચ્ચે તકરાર ચાલી, તેથી નાનાએ ફ્રેંચની મદદ માગી; એ જોઈ મુંબઈ અને બંગાળા સરકારે એકમત થઇ રાઘોબાનો પક્ષ લીધો, પણ બીલકુલ ફાવી નહીં તેથી નાના સાથે સાલબાઈ આગળ કરાર કીધા, ૧૭૮૨, અને નારાયણરાવના છોકરાને અંગ્રેજે પેશ્વા કબૂલ કીધો. જ્યારે રાઘોબાનો છોકરો બીજો બાજીરાવ પેશ્વા થયો, ત્યારે તેણે એને કેદ કીધો, અને શિર્જિરાવ ઘાટગેને પ્રધાન બનાવ્યે, પણ તેના જુલમથી કંટાળી પેશ્વાએ નાનાને પાછો પ્રધાન બનાવ્યો પણ તે તરતજ મરણ પામ્યો. ૧૮૦૦. એ ઘણોજ ચતુર પુરૂષ હતો.

**મહાદાજી સિંધીઆ**--એ ૧૭૬૧માં ગાદીએ બેઠો; એ નાનાફડનવીસનો હરીફ હતો. એણે રાઘોબા અને અંગ્રેજ તરફથી ૧૭૭૯માં નાનાફડનવિસ સાથે વારગામના કરાર કર્યા. તે અંગ્રેજોએ પાળ્યા નહીં. તેથી જ્યારે અંગ્રેજોએ ડભોઇ અને અમદાવાદ લીધાં, ત્યારે સિંધીઆ તેઓના સામો થયો, અને પેશ્વાના વકીલ તરીકે અંગ્રેજ સાથે ૧૭૮૨માં સાલબાઈના કરાર કીધા, તેમાં એને ભરૂચ મળ્યું. એ કરાર એને સ્વતંત્ર મેરેઠી રાજય સ્થાપવાને ઘણા લાભકારક થઇ પડયા. એણે ગોહદના રાજા પાસે ગ્વાલિયર લીધું, અને દિલ્હીમાં પૂર્ણ સત્તા મેળવી પેશ્વાની વતી વંશપરંપરા

કારભાર ચલાવવાની સનદ મેળવી. પછી એણે જેપુર, જોધપુર વગેરેના રાજાને અને ઘણા નવાબોને તાબે કીધા. એ એટલો બળવાન થઇ પડયો કે એણે પેશ્વાઈ છીનવી લીધી હોત, પણ એકાએક એ ૧૭૯૪માં મરણ પામ્યો.

દોલતરાવ સિંધીયા.—એ મરેઠી સરદાર ૧૭૯૪માં ગ્વાલીઅરની ગાદીએ બેઠો. સને ૧૮૦૧માં જશવંતરાવ હોલ્કરે એને ઉજ્જન આગળ હરાવ્યો. પણ તરતજ એણે ઇંદોર આગળ હોલ્કરને હરાવ્યો. બીજા બાજીરાવે અંગ્રેજ જોડે ૧૮૦૨માં વસૈ આગળ કરાર કર્યા તેથી નારાજ થઈને એણે અંગ્રેજ સાથે લડાઇ કરી. એ અને રઘુજી ભોંસલે એકઠા થઈ અસાઈ આગળ અંગ્રેજ સાથે લડયાં. પણ તેઓને જેનરલ વેલ્સલેએ હરાવ્યા. હવે લોર્ડ લેઇકે દિલ્હી. આગ્રા અને લાસ્વારી આગળ સિંધીયાના લશ્કરને હરાવ્યું. આ ઉપરથી સિંધીયાએ પોતાનું લશ્કર રઘુજીના લશ્કર સાથે ભેળી દીધું. બન્ને અંગ્રેજ સાથે આર્ગામ આગળ લડયા, પણ જેનરલ વેલ્સલેએ પાછા તેઓને હરાવ્યા. ૧૮૦૩. છેક નાસિપાસ થઇને સિંધીયાએ અંગ્રેજ સાથે સરજી અંજેગામ આગળ કરાર કર્યા, ૧૮૦૩. એ ૧૮૨૭માં મરણ પામ્યો.

જસવંતરાવ હોલ્કર.—એ ૧૭૯૫માં ઈંદોરની ગાદીએ બેઠો. એ જબરી લૂટફાટ ચલાવવા લાગ્યો, અને દોલતરાવ સિંધીઆનો કટ્ટો હરીફ થઇ પડયો. એણે ૧૮૦૧માં સિંધીયાને ઉજ્જન આગળ હરાવ્યો, પણ સિંધીયાએ એ હારનું વેર રાખી એને ઇંદોર આગળ હરાવ્યો. એજ વરસમાં એ પૂને ગયો. અને ત્યાં સિંધીયા અને પેશ્વાને હરાવી પૂના લૂટયું, અને બાજીરાવને નહસાડયો. ૧૮૦૪માં એને જનરલ ફ્રેઝર અને કર્નલ મોન્સને ડીગ આગળ, અને લોર્ડ લેઇકે ફરક્કાબાદ આગળ હરાવ્યો;

પછી એ સીખ લોકોની મદદ લેવાને પંજાબ ગયો, પણ ત્યાં એનું ફાવ્યું નહીં તેથી એ પાછો આવ્યો, અને અંગ્રેજ સાથે સલાહ કીધી. એ ૧૮૧૧માં મરણ પામ્યો.

રણજીતસિંગ—એ સીખ સરદાર ૧૭૮૦માં જન્મ્યો હતો. એને અફ્ગાન રાજા જમાનશાહે લાહોરનો ગવર્નર બનાવ્યો હતો. એનું લક્ષ હંમેશાં પોતાના લશ્કરને વધારી કવાયત આપવા તરફ હતું. ૧૮૦૯માં એણે પતિઆળા અને ઝીંદના સરદારો ઊપર હૂમલો કીધો. તેથી તેઓએ અંગ્રેજની મદદ માગી. આથી અંગ્રેજે તેની સાથે દોસ્તી કીધી; એણે શાહ શૂજાને અફ્ગાનીસ્તાનની ગાદી પાછી આપવામાં અંગ્રેજને મદદ કીધી. એ ૧૮૩૯માં મરણ પામ્યો. એને પંજાબનો "સિંહ" કહેતા.

**અંગ્રેજને મળેલા મુખ્ય પ્રાન્તો.**—મદ્રાસ, ૧૬૪૦; મુંબાઇ ૧૬૬૮; કલકત્તા, ૧૬૯૬; ચોવીસ પરગણાં, ૧૭૫૭; મછલીપટ્ટણ, ૧૭૫૮; બર્દવાન, મિદનાપુર અને ચિતાગાંગ, ૧૭૬૦; બંગાળા બ્હાર, ઓરીસ્સા ચિંગ્લીપટ, અને કોબેલોંગ. ૧૭૬૫; ઉત્તર સરકાર, ૧૭૬૬; સાષ્ટિ, ૧૭૭૫; ગન્તૂર, ૧૭૮૮; મલબાર, ડિંડીગલ, અને સાલેમ, ૧૭૯૨; તંજાવર અને સુરત, ૧૭૯૯; ફરક્કાબાદ અને કર્ણાટક, ૧૮૦૧; અહમદનગર, બ્હારાનપુર, આશિરગઢ, પાવાગઢ, ભરૂચ, ચાંપાનેર, દિલ્હી, આગ્રા, કટક, બુંદેલખંડ, ગાવીલગઢ, બાલાસોર, ૧૮૦૩; અમદાવાદ, ૧૮૧૭; ખાનદેશ, અજમેર, પૂના. ઉત્તર કોંકણ, દક્ષિણ મરેઠાદેશ, અને નર્મદાના પ્રાન્તો, ૧૮૧૮; મલાક્કા, ૧૮૨૫; રંગૂન, માર્ટાબાન, આરાકાન, રામરી, ગે, ટેવોય, મર્ગ્વિ. ટિનાસરિમ, આસામ, ૧૮૨૬; (એ પ્રાન્તો ડલહૌસીએ ૧૮૫૨માં ભેળ્યા). કુર્ગ, ૧૮૩૪; હોંકોંગ, ૧૮૪૨; સિન્ધ, ૧૮૪૩; સતારા, પંજાબ, ૧૮૪૯; પેગુ, ૧૮-૫૨; નાગપૂર અને વરાડ, ૧૮૫૩; જહાંસી, ૧૮૫૪; અયોધ્યા, ૧૮૫૬;

# ભરતખંડમાં થયલાં મુખ્ય યુદ્ધો.

| | | |
|---|---|---|
| પાણિપત (૧) | ૧૧૯૧ | પૃથ્વિરાજાએ શાહબુદ્દીન ઘોરીને હરાવ્યો. |
| સ્થાનેશ્વર. ... | ૧૧૯૩ | શાહબુદ્દીન ઘોરીએ પૃથ્વિરાજાને હરાવ્યો. |
| પાણિપત (૨). | ૧૫૨૬ | બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો. |
| સિક્રિ. ...... | ૧૫૨૭ | બાબરે મેવાડના રાજા સંગને હરાવ્યો. |
| કનોજ ...... | ૧૫૪૦ | સીરખાંએ હુમાયુંને હરાવ્યો. |
| પાણિપત (૩) | ૧૫૫૬ | બહેરામખાને હીમુને હરાવ્યો. |
| કાશી. ...... | ૧૬૫૭ | દારાએ શૂજાને હરાવ્યો. |
| આગ્રા .. ... | ૧૬૫૭ | ઔરંગજેબે દારાને હરાવ્યો. [વ્યો. |
| ઉજ્જન ...... | ૧૬૫૭ | ઔરંગજેબ અને મુરાદે જશવતસિંગને હરા |
| કર્નાલ. ...... | ૧૭૩૮ | નાદિરશાહે મહમ્મદશાહને હરાવ્યો. [હરાવ્યો. |
| આંબૂર (૧) ... | ૧૭૪૦ | રઘુજી ભોંસલે અને મોરારિરાવે દોસ્તઅલીને |
| આંબૂર (૨) ... | ૧૭૫૦ | ડુપ્લેએ અન્વરૂદ્દીનને હરાવ્યો. |
| આર્ની. ...... | ૧૭૫૧ | કલાઈવે રાજા સાહેબને હરાવ્યો. |
| કાવેરેપાક ... | ૧૭૫૨ | કલાઈવે રાજા સાહેબ તથા ફ્રેંચોને હરાવ્યા. |
| બાહૂર ...... | ૧૭૫૨ | મેજર લોરન્સે ફ્રેંચને હરાવ્યા. |
| પ્લાસી. ...... | ૧૭૫૭ | કલાઈવે સુરાજાઉદ્દૌલાને હરાવ્યો. |
| ચિંસૂરા. ...... | ૧૭૫૯ | કર્નલ ફોર્ડે વલંદાને હરાવ્યા. |
| વાંદિવાશ. ... | ૧૭૬૦ | કૂટે ફ્રેંચ સરદાર લાલી તથા બુસીને હરાવ્યા. |
| ઉદગીર. ... | ૧૭૬૦ | બાલાજી બાજીરાવે સલાબતજંગ અને નિઝામને હરાવ્યા. |
| પટના (૧).... | ૧૭૬૦ | કર્નલ કાલીઅડે બીજા શાહઆલમને હરવ્યો |
| પાણિપત (૪) | ૧૭૬૧ | અફગાન રાજા અહમ્મદશાહ અબદલી દુરાનીએ મરેઠા સરદાર બિશ્વાસરાવ અને |

| | | |
|---|---|---|
| | | સદાશિવ ભાઉને હરાવ્યા. |
| પટના (૨) ... | ૧૭૬૧ | કર્નલ કારનાકે મીર કાસિમ, શુજાઉદ્દૌલા, અને બીજા શાહ આલમને હરાવ્યા. |
| ઘેરીઆ. ...... | ૧૭૬૩ | અંગ્રેજે મીર કાસિમને હરાવ્યો. |
| બક્સર ...... | ૧૭૬૪ | અંગ્રેજ સરદાર મન્રોએ મીર કાસિમ, સુજાઉદ્દૌલા અને બીજા શાહઆલમને હરાવ્યો |
| કાલ્પી ... ... | ૧૭૬૪ | કર્નલ શુજાઉદ્દૌલા તથા મરેઠાને હરાવ્યા. |
| અંબૂર (૩) ... | ૧૭૬૭ | કર્નલ સ્મિથે હૈદરને હરાવ્યો. |
| ચંગામ.... ... | ૧૭૬૭ | કર્નલ સ્મિથે હૈદર તથા નિઝામને હરાવ્યા. |
| ત્રીનોમાલિ ... | ૧૭૬૭ | કર્નલ સ્મિથે હૈદર તથા નિઝામને હરાવ્યા. |
| એરકુલી. ... | ૧૭૭૨ | ત્રિબંક મામાએ હૈદરને હરાવ્યો. |
| આરાસ....'... | ૧૭૭૫ | કર્નલ કીટીંગે મરેઠાને હરાવ્યા. |
| પોલીલોર. (૧) | ૧૭૮૦ | હૈદરે કર્નલ બેલીને હરાવ્યો અને પકડયો, |
| પોર્ટોનોવો ... | ૧૭૮૧ | સર અ.યર કૂટે હૈદરને હરાવ્યો. |
| પોલીલોર (૨ ) | ૧૭૮૧ | સર આયર કૂટે હૈદરને હરાવ્યો. |
| શોલિંગઢ ... | ૧૭૮૧ | સર આયર કૂટે હૈદરને હરાવ્યો. |
| કોલેરૂન ... ... | ૧૭૮૨ | ટીપુએ કર્નલ બ્રાથવેઈટને હરાવ્યો. |
| અરિકેરા ... | ૧૭૯૧ | લોર્ડ કોર્નવોલિસે ટીપુએ હરાવ્યો. |
| કુર્દલા ... ... | ૧૭૯૫ | મરેઠાઓએ નિઝામને હરાવ્યો. |
| સદાસિર ... | ૧૭૯૯ | જેનરલ સ્ટયુઅર્ટે ટીપુને હરાવ્યો. |
| માલવેલી ... | ૧૭૯૯ | જેનરલ હેરિસે ટીપુને હરાવ્યો. [રણમાં પડયો |
| શ્રીરંગપટ્ટણ... | ૧૭૯૯ | હેરિસ અને સ્ટયુઅર્ટે ટીપુને હરાવ્યો. ટીપુ |
| ઉજ્જન. ... | ૧૮૦૧ | જસવંતરાવ હોલ્કરે બીજા બાજીરાવને તથ દોલતરાવ સિંધીયાને હરાવ્યા. |
| ઈંદોર ... ... | ૧૮૦૧ | દોલતરાવ સિંધીયાએ જ. હોલ્કરને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| પૂના...... ... | ૧૮૦૧ | જ. હોલ્કરે બાજીરાવ તથા સિંધીયાને હરાવ્યો. |
| અસાઈ... ... | ૧૮૦૩ | જેનરલ વેલ્સ્લેએ દોલતરાવ સિંધીયા તથા રઘુજી ભોસ્લેને હરાવ્યા. |
| દિલ્હિ......... | ૧૮૦૩ | જેનરલ લેઇક દો સિંધીયાને હરાવ્યો. |
| લાસ્વારી ... | ૧૮૦૩ | જેનરલ લેઇક દો. સિંધીયાને હરાવ્યો. |
| આગ્રા... ... | ૧૮૦૩ | જેનરલ લેઈક દો. સિંધીયાને હરાવ્યો. |
| આર્ગામ. ... | ૧૮૦૩ | જે. વેલ્સ્લેએ સિધીયા તથા ભોસ્લેને હરાવ્યા. |
| ડીગ. ......... | ૧૮૦૪ | જેનરલ ફ્રેઝર તથા કર્નલ મોન્સને જસવંતરાવ હોલ્કરને હરાવ્યો. |
| ફરક્કાબાદ ... | ૧૮૦૪ | લોર્ડ લેઈક હોલ્કરને હરાવ્યો. |
| આલ્મોરા ... | ૧૮૧૬ | જેનરલ ઓક્ટરલોનીએ ગુરખા સરદાર અમીરસિંગને હરાવ્યો. |
| મકવાનપુર ... | ૧૮૧૬ | |
| ખડકી......... | ૧૮૧૭ | એલ્ફિન્સ્ટન સા. બીજા બાજીરાવને હરાવ્યો. |
| સીતાબાલ્દી.... | ૧૮૧૭ | મિ. જેંકિન્સે આપા સાહેબને હરાવ્યો. |
| નાગપુર.. ... | ૧૮૧૭ | જેનરલ ડોવેટને આપા સાહેબને હરાવ્યો. |
| માહીદપુર .... | ૧૮૧૭ | હિસ્લોપ અને માલ્કમે મલ્હારરાવ હોલ્કરને હરાવ્યો. |
| કોરગામ ...... | ૧૮૧૮ | કેપટન સ્ટોન્ટને બીજા બાજીરાવને હરાવ્યો. |
| આષ્ટી......... | ૧૮૧૮ | સ્મિથ સાહેબે બીજા બાજીરાવના પ્રધાન બાપુ ગોખલેને હરાવ્યો. |
| પગામ.... ... | ૧૮૨૬ | સર આર્ચિબોલ્ડ કામ્બેલે બ્રહ્મીઓને હરાવ્યા. |
| પર્વાન ... ... | ૧૮૩૯ | રોબર્ટ સેલે દોસ્તમહમ્મદને હરાવ્યો. |
| કંદહાર.... ... | ૧૮૪૨ | જેનરલ નોટે અફગાનોને હરાવ્યા. |
| મીઆની. ... | ૧૮૪૩ | સર ચાર્લ્સ નપીઅરે સિંધના અમીરને હરાવ્યા. |
| હૈદ્રાબાદ. ... | ૧૮૪૩ | |

| | | |
|---|---|---|
| મહારાજપુર.... | ૧૮૪૩ | લોર્ડ ગફે સિંધીયાને હરાવ્યો. |
| પનીઆર...... | ૧૮૪૩ | જેનરલ ગ્રેએ સિંધીયાને હરાવ્યો. |
| મૂડકી......... | ૧૮૪૫ | લોર્ડ ગફેસીખ સરદાર લાલસિંગને હરાવ્યો. |
| ફિરોઝશાહ ... અથવા ફિરોઝશેહેર ... | ૧૮૪૫ | સર હેન્રી હાર્ડીંગ લોર્ડ ગફ, અને. સરજોન લીટલરે સીખ સરદાર લાલસિંગને હરાવ્યો. |
| અલિવાલ...... | ૧૮૪૬ | સર હેરી સ્મિથે સીખ સરદાર રણજુરસિંગને હરાવ્યો. |
| સોબ્રાઉન ... | ૧૮૪૬ | સ્મિથ અને લોર્ડ ગફે સીખ સરદાર તેજસિંગ અને શામસિંગને હરાવ્યા. |
| કીનેરી ........ | ૧૮૪૮ | કર્નલકોર્ટલાંટ અને એડવર્ડસે સીખ સરદાર લાલા મૂળરાજને હરાવ્યો. |
| સદુસામ....... | ૧૮૪૮ | |
| રામનગર...... | ૧૮૪૮ | લોર્ડ ગફે સીખ સરદાર શેરસિંગ, ચતરસિંગ વગેરેને હંફાવ્યા. |
| ચિલ્યનવાલા ... | ૧૮૪૯ | |
| ગુજરાત ...... | ૧૮૪૯ | લોર્ડ ગફે સીખ સરદાર. શેરસિંગને હરાવ્યો. |
| રંગુન, પ્રોમ... | ૧૮૫૨ | બન્નેમાં અંગ્રેજે બ્રહ્મીઓને હરાવ્યા. |

## મુખ્ય વિગ્રહોનાં કારણો તથા તે માંહેલાં યુદ્ધ.

**મ્હેસૂર વિગ્રહ,-(પહેલો)**, ૧૭૬૬-૬૯. હૈદર મ્હેસૂરના હિંદુ રાજાને પદભ્રષ્ટ કરી પોતે સુલતાન થયો, અને ધીમેધીમે સત્તા વધારતો ગયો તેથી મરેઠા. નિઝામ અને અંગ્રેજ તેની સામા થયા; એમાં ગંગામ અને ત્રીનોમાલીનાં યુદ્ધ થયાં; મદ્રાસના કરારથી અંત. (**બીજો**) ૧૭૮૦-૮૪ --અંગ્રેજે હૈદરના રક્ષણ તળેનું માહીબંદર લીધું તેથી હૈદરે લડાઈ શરૂ કરી; પોલીલોર (૧ )પોર્ટો નોવો, પોલીલોર (૨ ), શોલિંગઢ અને કોલેરૂનનાં યુદ્ધો. મંગલૂરના કરાર ( **ત્રીજો**) ૧૭૯૦-૯૨ ટીપુએ અંગ્રેજના મળતીયા ત્રાવ-

ણુકોરના રાજા ઊપર હૂમલો કીધો તેથી કાર્નવોલીસે લડાઇ કરી.- અરિકેરાનું યુદ્ધ અને શ્રીરંગપટ્ટણનો ઘેરો અને ત્યાં કરાર (ચોથો), ૧૭૯૯ ટીપુએ નિઝામ, મરેઠા અને અફગાન સરદાર જમાનશાહે મળી અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી કાઢવાનું ફ્રેંચના શેનશાહ નેપોલ્યન બોનાપાર્ટને લખ્યું; એ વાત વેલ્સ્લેએ જાણી એટલે તેણે લડાઈ કરી; સદાસિર અને માલ્વેલીનાં યુદ્ધો, અને શ્રીરંગપટ્ટણનો ઘેરો; ટીપુનું મરણ.

**મરેઠા વિગ્રહ, પહેલો,** (૧૭૭૫--૮૨) નારાયણરાવ પેશ્વાને મારી નાખી રાઘોબાએ પેશ્વા કેહેવડાવ્યું, પણ તેની સામા નાનાફડનવીસ વગેરે ઉઠયા; રાઘોબાએ મુંબઇ સરકાર સાથે સુરતના કરાર કીધા, અને નાના વગેરેએ બંગાળા સરકાર સાથે પુરંધર આગળ કીધા. આથી અંગ્રેજને માંહોમાંહે તકરાર ચાલી તેથી નાનાફડનવીસે ફ્રેંચની મદદ માગી તેથી મુંબઈ અને બંગાળા સરકાર માંહોમાંહે મળી જઇ નાના વગેરે સાથે લડાઈ કીધી. આરાસનું યુદ્ધ; સાલબાઇના કરાર (બીજો) ૧૮૦૩. રઘુજીભોંસ્લે અને દોલતરાવ સિંધીયાની વસઈના કરારની નાપસંદગી, અને વેલ્સ્લેએ તેઓને તેઓના દેશમાં જવાનું કહ્યું તે ન માનતાં લડાઈ શરૂ કીધી; અસાઇ, દિલ્હી, આગ્રા, લાસ્વારી અને આર્ગામનાં યુદ્ધો; દેવગામ અને સર્જીઅંજે ગામના કરાર. (ત્રીજો) ૧૮૦૪–૫ જશવંતરાવ હોલકરે અજમેર લૂટવા માંડયું અને અંગ્રેજની સરદારી હેઠળના રજપુતોને સપડાવ્યા તેથી વેલ્સ્લેએ લડાઇ કરી; ડીગ અને ફરક્કાબાદનાં યુદ્ધો, અને ડીગ અને ભરતપુરનો ઘેરો. (ચોથો) બાજીરાવની સમ્મતિથી ત્રીંબકજી ડેંગ્લેએ અંગ્રેજની બંહેધરીથી પેશ્વાના દરબારમાં ગાયકવાડના મોકલેલા ગંગાધર શાસ્ત્રીને પંઢરપુર આગળ મારી નાખ્યો. ત્રીંબકજીને અંગ્રેજે થાણાના કિલ્લા

માં કેદ કીધો તેથી તે નાશે અને લશ્કર એકઠું કરવા લાગ્યો. અને બાજીરાવે તેને છાની મદદ આપી રેસીડંસી ઉપર હૂમલો કીધો; ખડકી, કોરગામ અને આષ્ટન યુદ્ધો પેશ્વાઇનો અંત.

**નાગપુરના રાજા સાથે,**—આપા સાહેબ ચોથા ગરેહા વિગ્રહમાં બાજીરાવ સાથે સામેલ હતો. અને ૧૮૧૭માં અંગ્રેજની નાગપુરના રક્ષણને માટે રાખેલી ફોજ ઉપર હૂમલો કીધો તેથી લડાઇ થઇ; સિતાબાલ્દી અને નાગપુરનાં યુદ્ધો.

**નીપાલ અથવા ગુરખા વિગ્રહ,**— નેપાળના રાજાએ બ્રિટિશ રક્ષણ તળેના ભૂટવાલના જમીનદારને કેદ કીધો અને ૧૮બ્રિટિશ અમલદારોને મારી નાંખ્યા, તેથી લડાઇ થઇ; આલ્મોરા અને મકવાનપુરનાં યુદ્ધ.

**બ્રહ્મદેશ સાથે વિગ્રહ, (પહેલો ),**૧૮૨૩--૨૬ બ્રહ્મી રાજાએ અંગ્રેજને કહયું કે ચીતાગાંગ. મૂર્શિદાબાદ અને ઢાકાએ અમારા અમલના આરાકાનના રાજ્યના તાબામાં છે તેથી તે અમને સ્વાધીન કરો. તેની સાથે ૧૮૨૩માં બ્રિટિશ રૈયતના રક્ષણને માટે શાહપુરી બેટમાં રાખેલી ૧૩ માણસની પલટણો બ્રહ્મીઓએ કાહાડી મુકી અને કાચાર ઉપર હૂમલો કીધો તેથી લડાઇ શરૂ થઈ. અંગ્રેજે રંગૂન લીધું. પગામનું યુદ્ધ અને યેન્દાબૂના કરાર. (**બીજો**) ૧૮૫૨–૫૩, આવાના રાજાએ બ્રિટિશ રૈયત ઉપર જુલમ ગુજાર્યો તેથી લડાઇ થઈ. એમાં અંગ્રેજે પેગુ લીધું.

**અફ્ગાન વિગ્રહ,**—૧૮૩૯--૪૨ અફ્ગાન ૨ જા શાહશૂજાને રશ્આના મળતીયા દોસ્ત મહમ્મદે પદભ્રષ્ટ કીધો; અને રશને અટકાવ કરવાને અંગ્રેજે શાહસૂજાનો પક્ષ લઇ દોસ્તમહમ્મદ સાથે લડાઇ કરી. એમાં પર્વાનનું યુદ્ધ થયું, ૧૮૩૯.

## ભરતખંડના ગવર્નર-જેનરલો. સને ૧૭૭૩થી ૧૮૮૮ સુધી.

| કેટલામો | નામ | ક્યારથી | ક્યાંસુધી | વરસ. |
|---|---|---|---|---|
| ૧લો | વોરન હેસ્ટિંગ્સ.................. | ૧૭૭૪ | ૧૭૮૫ | ૧૧ |
| ૨જો | લોર્ડ કોર્નવાલિસ................ | ૧૭૮૬ | ૧૭૯૩ | ૭ |
| ૩જો | સર જોન શોર ઉર્ફે લોર્ડ ટેઈનમથ. | ૧૭૯૩ | ૧૭૯૮ | ૫ |
| ૪થો | લોર્ડ વેલેસ્લે ( મોર્નિંગ્ટન )....... | ૧૭૯૮ | ૧૮૦૫ | ૭ |
| ૫મો | લોર્ડ કોર્નવોલિસ ( બીજીવાર )...... | | | |
| | સર જ્યોર્જ બાર્લો...... ............ | ૧૮૦૫ | ૧૮૦૭ | ૨ |
| ૬ઠો | લોર્ડ મિન્ટો .... ... ............ | ૧૮૦૭ | ૧૮૧૩ | ૬ |
| ૭મો | લોર્ડ હેસ્ટિંગ્સ ઉર્ફે લોર્ડ માયરા... | ૧૮૧૪ | ૧૮૨૩ | ૯ |
| ૮મો | લોર્ડ આમહર્સ્ટ ................ | ૧૮૨૩ | ૧૮૨૮ | ૫ |
| ૯મો | લોર્ડ વિલ્યમ બેન્ટિંક ...... ...... | ૧૮૨૮ | ૧૮૩૫ | ૭ |
| ૧૦મો | લોર્ડ આકલંડ........ ............ | ૧૮૩૬ | ૧૮૪૨ | ૬ |
| ૧૧મો | લોર્ડ એલેનબરો.................. | ૧૮૪૨ | ૧૮૪૪ | ૨ |
| ૧૨મો | લોર્ડ હાર્ડિંગ......... ............ | ૧૮૪૪ | ૧૮૪૮ | ૪ |
| ૧૩મો | લોર્ડ ડલહોશી.................... | ૧૮૪૮ | ૧૮૫૬ | ૮ |
| ૧૪મો | લોર્ડ કેનિંગ.................... | ૧૮૫૬ | ૧૮૬૧ | ૫ |
| ૧૫મો | લોર્ડ એલ્ગીન.................... | ૧૮૬૨ | ૧૮૬૩ | ૨ |
| ૧૬મો | લોર્ડ જોન લોરેન્સ.............. | ૧૮૬૪ | ૧૮૬૮ | ૪ |
| ૧૭મો | લોર્ડ મેયો.......... ............ | ૧૮૬૯ | ૧૮૭૨ | ૩ |
| ૧૮મો | લોર્ડ નાર્થબ્રુક............, ...... | ૧૮૭૨ | ૧૮૭૬ | ૪ |
| ૧૯મો | લોર્ડ લિટન...................... | ૧૮૭૬ | ૧૮૮૦ | ૪ |
| ૨૦મો | લોર્ડ રિપન........................ | ૧૮૮૦ | ૧૮૮૪ | ૫ |
| ૨૧મો | લોર્ડ ડફરિન...... ................ | ૧૮૮૪ | | |



# હિંદુસ્તાનમાં બનેલી વરસવાર મુખ્ય બિના.

૫૨૧-૫૧૮ (ઈ. પૂ.)ડરાયસ હિસ્તાસ્પિસની પંજાબ ઉપર સ્વારી
૩૨૭ (ઇ. પૂ.) મહાન્ શિકંદરની હિંદુસ્તાન ઉપર સ્વારી.
૯૭૭-૯૯૬ (ઇ. સ.) સબકતગીન-
૯૯૬-૧૦૩૦ મહમ્મૂદ ગીઝની એણે હિંદુસ્તાન ઉપર બાર [સ્વારી કીધી.
૧૧૯૧-પાણિપતનું યુદ્ધ અને મહમ્મૂદ ઘોરીની હાર.
૧૧૯૩-૧૨૦૫ મહમ્મૂદ ઘોરી.
૧૧૯૩-સ્થાનેશ્વરનું યુદ્ધ અને પૃથ્વિરાજની હાર.
૧૨૭૯ બંગાળામાં ટગ્રલે બંડ ઉઠાવ્યું.
૧૩૦૦ મલેક કાફૂરની દક્ષિણમાં જીત.
૧૩૯૮ તેમૂરે દિલ્હી ઉપર ચઢાઇ કીધી.
૧૫૨૬-બાબરે ઈબ્રાહિમ લોદીને પાણિપત આગળ હરાવ્યો.
૧૫૨૬-૧૫૩૦ પહેલો મુગલ બાદશાહ બાબર.
૧૫૨૭-બાબરે મહારાણાસંગને શિક્રી આગળ હરાવ્યો.
૧૫૨૮-બાબરે મેદીની રાય ઉપર ચઢાઇ કરી ચંદેરી લીધું.
૧૫૨૯-બાબરે બ્હાર અને બંગાળા પ્રાંતો જીત્યા.
૧૫૩૦-૧૫૫૬ બીજો મુગલ બાદશાહ હુમાયું.
૧૫૩૪-૩૫ હુમાયુંએ ગુજરાતના બ્હાદુરશાહ સાથે લડાઇ કરી.
૧૫૩૯ શેરસુરે હુમાયુંને હરાવ્યો. (બીજીવાર ૧૫૪૦).
૧૫૪૦-કનોજનું યુદ્ધ. શીરખાંએ હુમાયુંને હરાવ્યો.
૧૫૪૦-૫૬ હુમાયું નાઠો અને પાછો આવ્યો તે દરમ્યાન વસુરશા
૧૫૫૬-૧૬૦૫ અકબર ત્રીજો મુગલપાદશાહ.
૧૫૫૬-બ્હેરામખાને હેમુને પાણિપત આગળ હરાવ્યો.

૧૫૬૦—અકબરે રાજયની કુલ સત્તા પોતાના હાથમાં લીધી.
૧૫૬૩—અકબરે અજમેર લીધું. બીજે વરસે ગ્વાલિયર લીધું
૧૫૬૭--૭૨ અકબરે જેપુર, જોધપુર, ચિતોડ વગેરેના રાજાને જીત્યા.
૧૫૭૨--૭૩ અકબરે મુજફ્ફરશાહને હરાવી ગુજરાત જીત્યું.
૧૫૭૪—૧૬૦૦ અકબરે બંગાળા. બહાર, અને ઓરીસ્સા જીત્યા.
૧૫૮૬ માં કાશ્મીર. ૧૫૯૨માં સિંધ, ૧૫૯૪માં કંદહાર, ૧૬૦૦માં
અહમદનગર અકબરે લીધાં ૧૬૦૦માં બ્રિ. ઈ. કંપની થઈ.
૧૬૦૭—૧૬૨૬ ચોથો મુગલ બાદશાહ જહાંગીર અથવા સલીમ.
૧૬૧૩--અંગ્રેજે સુરત. ખંભાત, ગોઘા અને અમદાવાદમાં વ્હે-
પારની કોઠી ઘાલી.
૧૬૧૫—સર ટોમસ રો નામે અંગ્રેજ વકીલે હિંદુસ્તાન આવી
જહાંગીર પાસે ઇસ્ટ ઇંડીયા કંપનીના વ્હેપારને વધારે
૧૬૨૧-શાહજહાંએ દક્ષીણમાં બંડ ઉઠાવ્યું. [છુટ અપાવી.
૧૬૨૬--મ્હોબતખાંએ જહાંગીરને કેદ પકડયો.
૧૬૨૭--૫૮ શાહજહાં પાચમો મુગલ બાદશાહ.
૧૬૨૮--૩૦ ખાનજહાં લોદીનું બંડ.
૧૬૩૭--શાહજહાંએ અહમદનગર ખાલસા કીધું.
૧૬૫૭—ઔરંગઝેબે દારાને હરાવ્યો અને શાહજહાંને કેદ કીધો.
૧૬૫૭-ઔરંગઝેબે દારાને હરાવ્યો અને શાહજહાંને કેદ કીધો.
૧૬૫૮—૧૭૦૭ ઔરંગઝેબ છઠ્ઠો મુગલ બાદશાહ.
૧૬૫૯--શિવાજીએ અફઝુલખાનને ખંજર મારી મારી નાખ્યો.
૧૬૬૨--શિવાજીએ દક્ષિણના સુબેદાર શાયિસ્તખાનને મારવાની
કોશિસ કીધી. [૧૬૭૦માં
૧૬૬૪ જાનેવારી ૫ મીએ શિવાજીએ સુરત લૂટયું. બીજીવાર
૧૬૭૪ શિવાજીએ પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો.

૧૬૭૬ શિવાજીએ કર્ણાટક ઉપર ચ્હડાઈ કરી જીંજી, વેલોર લીધાં.
૧૬૮૦ શિવાજીનું મરણ. શંભાજી ગાદીએ બેઠો.
૧૬૮૬ ઓરંગજેબે બીજાપુર લીધું. ૧૬૮૭માં ગોલકોંડા લીધું.
૧૬૮૯ શંભાજીનું મરણ. રાજારામ ગાદીએ બેઠો.
૧૭૦૦--૮. શિવાજી બીજો સતારાની ગાદીએ બેઠો.
૧૭૦૮-૪૮ શાહુજી સતારાની ગાદીએ બેઠો.
૧૭૧૪-૨૦ બાલાજીરાજાવિશ્વનાથ ૧લો પેશ્વા હોલ્કરની ઉત્પત્તિ.
૧૭૨૦--૪૦ બાજીરાવ ૧લો બીજો પેશ્વા. ગાયકવાડ, સિંધીઆ, અને
૧૭૨૪ નિઝામ સ્વતંત્ર થયો. અયોધ્યા સ્વતંત્ર થયું.
૧૭૩૮ નાદિરશાહની દિલ્હી ઉપર ચ્હડાઈ. કર્નાલનું યુદ્ધ.
૧૭૩૯ ચિમનાજી આપાએ સાલસેટ--સાષ્ટી તથા વસઈ લીધાં.
૧૭૪૦ અંબુર આગળ દોસ્તઅલી મરેઠાથી હાર્યો.
૧૭૪૦-૬૧ ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ.
૧૭૪૧ મરેઠા ચંદાસાહેબને કેદ કરી સતારે લઈ ગયા.
૧૭૪૬ લાબોર્ડોનેએ મદ્રાસ લીધું. પણ અંગ્રેજને તે પાછું આપ્યું.
૧૭૪૮ અંગ્રેજોએ પોન્ડીચરી ઘેર્યું પણ ફાવ્યા નહીં. તંજાવર
માં દેવીકોટા વગેરે અંગ્રેજને મળ્યાં. નિઝામ ઉલ્મુલ્કનું
મરણ. ફ્રેંચ સરદાર ડુપ્લેએ ચંદા સાહેબને છોડાવ્યો. કા-
બુલના અહમદશાહ અબદલીની સરહિંદ આગળ હાર,
તથા હિંદુસ્તાન ઉપર બીજી સ્વારી.
૧૭૫૦ અંબુર આગળ ડુપ્લેએ ચંદાસાહેબ અને મુજફ્ફરજંગની
મદદથી અન્વરૂદ્દીનને હરાવ્યો; અન્વરૂદ્દીન અને તેનો
છોકરો માર્યા ગયા. [હરાવ્યો.
૧૭૫૧ ક્લાઈવે આર્કટ લીધું અને આર્નિ આગળ રાજા સાહેબને
૧૭૫૨ કાવેરીપાકનું યુદ્ધ. ત્રિચિનાપલીનો ઘેરો, અને અંગરેજને

જય. ચંદાસાહેબનું મરણ. બાહુરનું યુદ્ધ. કલાઇવે કોવેલોંગ અને ચીંગલપટ લીધાં. કલાઇવ વિલાયત ગયો.

૧૭૫૬ કલકત્તામાં ૧૪૬ અંગ્રેજોને ગોંધ્યા તેમાં ૨૩ જીવતા રહ્યા.

૧૭૫૭ બાલાજી બાજીરાવની કર્ણાટક ઉપર સ્વારી. કલાઇવે બંગાળા, બ્હાર, અને ઓરિસ્સાના નવાબ સુરાજઉદ્દૌલાને પ્લાસીના યુદ્ધમાં હરાવ્યો.

૧૭૫૯–ચિન્સુરાના યુદ્ધમાં કર્નલ ફોર્ડે વલંદાને હરાવ્યા.

૧૭૬૦–અંગ્રેજે મીર જાફરને પદભ્રષ્ટ કરી મીર કાસિમને નવાબ બનાવ્યો. અંગ્રેજને બર્દવાન, ચિતાગાંગ અને મીદનાપુર મળ્યાં. વન્દિવાશ, ગીરીયા અને પટનાનાં યુદ્ધ.

૧૭૬૧–પાણીપતનું ત્રીજું યુદ્ધ અને મરેઠાની હાર. પટનાનું બીજું યુદ્ધ. બાલાજી બાજીરાવનું મરણ. માધવરાવ ચોથો પેશ્વા.

૧૭૬૩–મીર કાસિમ સાથે યુદ્ધ. ઘેરીયાનું યુદ્ધ. પટનામાં કતલ.

૧૭૬૪–બક્સરનું યુદ્ધ. કાલ્પી આગળ શુજાઉદ્દૌલા તથા મરેઠાનીહાર.

૧૭૬૫–અંગ્રેજોને બંગાળા, બ્હાર, અને ઓરિસ્સાની દીવાની મળી.

૧૭૬૬–૬૯ પ્હેલો મહૈસુર વિગ્રહ (અંગ્રેજ અને હૈદર વચ્ચે).

૧૭૬૭–આંબૂર, ચંગામ અને ત્રીનોમાલીનાં યુદ્ધમાં હૈદરની હાર.

૧૭૬૯–મદ્રાસના કરાર, (અંગ્રેજ અને હૈદર વચ્ચે.)

૧૭૭૨–ચેરકુલીનું યુદ્ધ. માધવરાવ પેશ્વાનું મરણ. હૈદરે કુર્ગ પ્રાંત લીધો.

૧૭૭૨–૭૩ નારાયણરાવ પાંચમો પેશ્વા. ૧૭૭૩ નારાયણરાવનું ખુન.

૧૭૭૩–રેગ્યુલેટિંગ આક્ટ.

૧૭૭૪–રોહીલા સાથે લડાઇ. સુજાઉદ્દૈલાની ફતેહ.

૧૭૭૪–૯૫ માધવરાવ નારાયણ છઠો પેશ્વા.

૧૭૭૫–૮૨ પ્હેલો મરેઠા વિગ્રહ.

૧૭૭૫–સુરતના કરાર. નંદકુમારને ફાંસી દીધો. આરાસનું યુદ્ધ.

૧૭૭૬-પુરંધરના કરાર, પૂના સરકાર તથા બંગાળા સરકાર વચ્ચે.
૧૭૭૯-વારગામના કરાર. અંગ્રેજે માહી લીધું.
૧૭૮૨-સાલબાઈના કરાર, અંગ્રેજ અને પૂના સરકાર વચ્ચે.
૧૭૮૦-૮૪ બીજા મ્હૈસુર વિગ્રહ. [બબેડો.
૧૭૮૦-પોલિલોરનું પહેલું યુદ્ધ. હૈદરે આર્કટ લીધું. બનારસમાં
૧૭૮૧-પોર્ટાનોવો. પોલીલોર (૨.) અને સોલિંગઢનાં યુદ્ધ.
૧૭૮૨-હૈદરે કદલોર લીધું. કોરૂન આગળ યુદ્ધ. હૈદરનું મૃત્યુ.
ટીપુ મ્હૈસુરની ગાદીએ બેઠો.
૧૭૮૩-ફોકસનું બિલ. ઈગ્લંડમાં અમીરની સભાએ નામંજૂર કીધું.
૧૭૮૪-ટીપુએ મંગ્લૂર લીધું. મંગ્લૂરના કરાર. પિટનું બિલ.
૧૭૮૮-ટીપુએ મલબાર પ્રાંત લીધો.
૧૭૮૯-ટીપુએ ત્રાવણકોર ઉપર હૂમલો કીધો.
૧૭૯૦-૯૨ ત્રીજો મ્હૈસુર વિગ્રહ.
૧૭૯૧-અરિકેરાનું યુદ્ધ; લોર્ડ કોર્નવોલિસે ટીપુને હરાવ્યો.
૧૭૯૨-શ્રીરંગપટ્ટણનો ઘેરો તથા કરાર.
૧૭૯૫-કુર્દલાનું યુદ્ધ. માધવરાવ નારાયણ પેશ્વાએ આપઘાત કીધો.
૧૭૯૫-૧૮૧૮ બીજો બાજીરાવ, સાતમો પેશ્વા.
૧૭૯૫-નાના ફડનવિસને કેદ કીધો અને પાછળથી છોડયો.
૧૭૯૯-ચોથો મ્હૈસુર વિગ્રહ, સદાસિર અને માલ્વેલીના યુદ્ધ.
શ્રીરંગપટ્ટણનો ઘેરો. ટીપુનું મરણ.
૧૮૦૦-નાનાફડવીસનું મરણ. મરેઠી રાજ્યની પડતી.
૧૮૦૧ ઉજ્જન, ઈંદોર અને પૂનાના યુદ્ધો. કર્ણાટક જોડી દીધું.
૧૮૦૨ વસૈના કરાર. (બીજા બાજીરાવ અને અંગ્રેજ વચ્ચે).
૧૮૦૩ બાજીરાવને ગાદી પાછી મળી. બીજો મરેઠા વિગ્રહ, અં-
ગ્રેજે અહમ્મદનગર લીધું. અસાઈ, દિલ્હી, આગ્રા, લાસ્વા

રી અને આર્ગામનાં યુદ્ધો. દેવગામ અને સરજીઅંજે
ગામના કરાર. [વચ્ચે.)
૧૮૦૪-૫ ત્રીજો મરેઠા વિગ્રહ (જશવંતરાવ હોલ્કર અને અંગ્રેજ
૧૮૦૪ ડીગ અને ફરકકાબાદનાં યુદ્ધ. જશવંતરાવ હોલ્કરની હાર
૧૮૦૫ લોર્ડ લેઈકે ભરતપુરને ઘેરો ઘાલ્યો. પણ ફાવ્યો નહીં.
૧૮૦૬ વેલોરમાં બંડ; કર્નલ ગિલેશ્પીએ તે સમાવી દીધું.
૧૮૦૮ અંગ્રેજે ત્રાવણકોર લીધું પણ ૧૮૧૩માં પાછું આપ્યું.
૧૮૦૯ અંગ્રેજે રણજીતસિંગ તથા સિંધ, ઈરાન. અને કાબૂલ-
ના રાજા સાથે કરાર કરી હિંદુસ્તાનના ઉત્તર ભાગમાં
રાજ્યનો પાયો પાકો કીધો. (૧૨ આ ર્સમેટકાફ મારફત).
૧૮૧૫-૧૬ નેપાળ અથવા ગુરખા વિગ્રહ.
૧૮૧૬ આલ્મોરા તથા મકવાનપુરનાં યુદ્ધ. ગુરખાઓની હાર.
૧૮૧૭ ખડકી, સીતાબાલ્દી, નાગપુર, અને મોહીદપુરનાં યુદ્ધો.
૧૮૧૮ કોરગામ, આષ્ટીનાં યુદ્ધો. પેશ્વાઇનો અંત. મહેશ્વરના કરાર.
૧૮૨૩—૨૬ બ્રહ્મદેશ સાથે વિગ્રહ.
૧૮૨૬ પગામનું યુદ્ધ, યેન્દાબુના કરાર. બરાખપુરમાં બંડ.
૧૮૨૬ અંગ્રેજ સરદાર કોમ્બરમીઅરે ભરતપુરને ઘેરી સર કર્યું.
૧૮૨૯ સતીનો ચાલ બંધ પાડયો; ઠગ લોકોનો નાશ કીધો.
૧૮૩૨ મ્હૈસુરની રાજ્યવ્યવસ્થા.
૧૮૩૪ કંપનીને નવી સનદ મળી. ૧૮૩૪માં કુર્ગપ્રાન્ત જીતી લીધો
૧૮૩૮ અંગ્રેજ, રણજીતસિંગ અને શાહસૂજા વચ્ચે કરાર.
૧૮૩૯ શાહસૂજાને કંદહારની ગાદી મળી. રણજીતસિંગનું મરણ.
અંગ્રેજે ગીજની જીત્યું. કાબુલ લીધું. પર્વાનનું યુદ્ધ.,
૧૮૪૧ કાબુલમાં ફિતૂર-મેકનોટન સાહેબનું ખુન.
૧૮૪૦-૪૨ ચિન જોડે વિગ્રહ. ૧૮૪૨ નાન્કિનના કરાર

૧૮૪૨ જે. પોલકની કાબુલ ઉપર ચ્હડાઈ. અંગ્રેજનું અફગાની
રતાન છોડીને આવવું.
૧૮૪૨-૪૩ સિંધ જોડે વિગ્રહ.
૧૮૪૩ મીઆની અને હૈદ્રાબાદનાં યુદ્ધ. સિંધ બ્રિટિશ રાજ્ય સા
સાથે ભેળી દીધું. ગ્વાલિયર સાથે વિગ્રહ. મહારાજપુર
તથા પનિઆરનાં યુદ્ધ. ૧૮૪૫-૪૬ પંજાબ સાથે વિગ્રહ.
૧૮૪૫ મુડકી તથા ફિરોઝશાહનાં યુદ્ધ.
૧૮૪૬ આલિવાલ તથા સોબ્રાઓનનાં યુદ્ધ. લાહોરના કરાર.
૧૮૪૮ ૪૯ પંજાબ સાથે બીજો વિગ્રહ.
૧૮૪૮ વેન્સ એગ્નુ તથા એંડરસનાં ખુન. મુલતાનનો ઘેરો.
૧૮૪૮ ચિલિઆનવાલા અને ગુજરાતનાં યુદ્ધ. સતારા બ્રિ.
કિરી, સદુસામ, અને રામનગરનાં યુદ્ધ. [રાજ્યમાં ભેળી દીધું
ટિશ રાજ્યમાં ભેળી દીધું. પંજાબ અંગ્રેજી
૧૮૪૯ ચિલિઆનવાલા અને ગુજરાતનાં યુદ્ધ.
૧૮૫૨-૫૩ બ્રહ્મી લોકો સાથે બીજો વિગ્રહ.
૧૮૫૩ રંગુન માર્ટાબાન. બસીન. પ્રોમ, પેગુ. નાગપુરતથાઝાં--
શી બ્રિટિશ રાજ્યમાં ભેળી દીધાં. અંગ્રેજે નિઝામ પાસે
વરાડ પ્રાંત દેવાને પેટે લીધો. કંપનીને નવો પટો મળ્યો.
૧૮૫૬ અયોધ્યા પ્રાન્ત બ્રિટિશ રાજ્ય સાથે ભેળી દીધો.

## હિંદુસ્તાનમાં બાર મ્હોટાં દેશી રાજ્યો.

(૧) હૈદરાબાદનો નિઝામ.
(૨)ગ્વાલિયરનો મહારાજા સિંધિ [યા
(૩)વડોદરાનો ગાયકવાડ
(૪)જેપુરનો મહારાજા.
(૫)ત્રાવણકોરનો મહારાજા.
(૬)કાશ્મીરનો મહારાજા.
(૭)જોધપુરનો મહારાજા.
(૮)ઇંદોરનો મહારાજા. હોલ્કર.
(૯)પતિયાળાને મહારાનોમરાજા
(૧૦)ઉદેપુરનો મહારાજા.
(૧૧)ભરતપુરનો મહારાજા.
(૧૨)ભોપાળની બેગમ.

# સૂચના.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી મળશે:--
સુરત, નાગરફળીયું, લલિતાશંકર લાલશંકર પાસેથી.
સુરત પડોળનીપોળ, નાથાભાઈ નરોતમદાસ પાસેથી.
સુરત, નાણાવટ, વિઠ્ઠલવાડી કસનદાસ નારણદાસ બુકસેલર
પાસેથી.